5016

# રમારમણ કૃત ભજનાવળી

તથા

## ત્રિવિક્રમ કૃત છપ્પા.

5016

રચનાર

**ક્ષત્રી. બાળાભાઇ ઘનશ્યામદાસ**

તથા

**ક્ષત્રી. રણછોડદાસ લક્ષ્મીરમણદાસ**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**રણછોડદાસ લક્ષ્મીરમણદાસ**

તથા

**દલપતરામ હુઉસા.**


## અમદાવાદ

મદનગોપાળની હવેલીમાં "સુર્યોદય" છાપખાનામાં
રસીકલાલ છોટાલાલ મહેતાએ છાપ્યા.

સંવત ૧૯૫૧. સને ૧૮૯૫.

**કીમત રૂ ૦-૨-૦**

# રમારમણ કૃત ભજનાવળી

તથા

## ત્રિવિક્રમ કૃત છપ્પા.

---


રચનાર

**ક્ષત્રી. બાળાભાઇ ઘનશ્યામદાસ**

તથા

**ક્ષત્રી. રણછોડદાસ લક્ષ્મીરમણદાસ**



છાપી પ્રસિદ્ધ કરનાર

**રણછોડદાસ લક્ષ્મીરમણદાસ**

તથા

**દલપતરામ હડિસા.**

## અમદાવાદ

મદનગોપાળની હવેલીમાં "સુર્યોદય" છાપખાનામાં
રસીકલાલ છોટાલાલ મહેતાએ છાપ્યા.

---

સંવત ૧૯૫૧. સને ૧૮૯૫.

---

**કીમત રૂ ૦-૨-૦**

# रमारमण कृत [illegible]

—:o:—

## પદ.

### પદ ૧ લું.

(નારાયણ નરસિંહ નરોતમ, પુરૂશોતમકો ધ્યાન ધરોરે—એ રાગ.)

રામાનુજ સ્વામી ગુરૂ મહારા, શેષ તણો અવતારરે;
ભુત પુરીમાં પ્રગટયા પોતે, દક્ષણ દેશ મોઝારરે. ૧

તામ્રપરણી નદી તીરે, શ્રી રંગનાથ બીરાજેરે;
શિવ બ્રહ્માદીક વંદે તેહને, વેદ મંત્ર તહાં ગાજેરે. ૨.

રામાનુજ કુળ શેવા કરે છે, દીવ્ય દેશ મોઝારરે;
પતીત પાવન કરે કૃપાનિધી, ઉતારે ભવ પારરે. ૩.

પંચ સંસ્કાર કરે સહુ જનને, જે જન શરણે જાયરે;
કરજોડી કહે દાસ રમારમણ, દરસનથી સુખ થાયરે. ૪.

### પદ ૨ જું. રાગ ઉપરનો.

જય રણછોડ સદા જયકારી, દરશન મુજને દેજોરે;
કામ ક્રોધ મદ મોહજ સર્વે, દુર કરી શુધ લેજોરે. ૧.

ચાર ચોર વસે મુજ તનમાં, મન માલીકને મળતારે;
બુદ્ધિ મહારી બ્રમ ચડાવે, પણ મન મુકી નથી ચળતારે. ૨.

મોહા બળીઆ એ થઈને બેઠા, માયા તમારીને જોરરે;
દુરથી અળગા કરજોરે સ્વામી, અંતરના એ ચોરરે. ૩.

સંત સમાગમ મુજને આપો, સદાએ ભક્તિ તમારીરે;
કરજોડી કહે દાસ રમારમણ આશા પુરજો મહારીરે. ૪.

### પદ ૩ જું. રાગ ઉપરનો.

છેલછબીલા નંદના લાલા, રાખો મન તમ ચરણેરે;
દુષ્ટ બુદ્ધિ માહારી દુર કરીને, કર ગ્રહી લેજો શરણેરે. ૧.
ભવસાગરમાં ડુબી રહ્યોછું, નથી તરવાનો આધારરે;
મોહ મચ્છરે પકડી લીધો, ક્યમ કરી ઉતરૂં પારરે. ૨.
તમ કૃપાએ સંત મેળવો, મોહ મચ્છરને મારોરે;
નામ રૂપીનું નાવજ આપી, ભવસાગર મુને તારોરે. ૩.
સંસારમાં સાક્ષીવત રાખો, મન રાખો તમ પાસરે;
કર જોડી કહે દાસ રમારમણ, વસો મુજ ઉરમાં વાસરે. ૪.

### પદ ૪ થું. રાગ ઉપરનો.

નામ તમારૂં નીશદીન મુજને, ભજવા બુદ્ધિ આપોરે;
રંગનાથ પ્રભુ કૃપા કરીને, જન્મ મરણ દુઃખ કાપોરે. ૧.
આ કળિયુગમાં નામ તમારૂં, જે જન પ્રેમે ગાયરે;
વેદ શાસ્ત્ર સૌ એમ વદેછે, લખ ચોરાસી મુકાયરે. ૨.
માનુશ દેહ ઉત્તમ ક્ષત્રી કુળ, આપ્યો મુને અવતારરે;
દુષ્ટ બુદ્ધિ માહારી દુર કરીને, ઉતારો ભવ પારરે. ૩.
ભકિત તમારી મુજને આપો, ભગવદ્ભાગવત શેવારે;
કરજોડી કહે દાસ રમારમણ, મન કર્મ વચને દેવારે. ૪.

### પદ. ૫ મું. રાગ ઉપરનો.

શામ સવાઇ ધામ તમારૂં, દીસે છે ઘણું સારૂંરે;
બાલાજી રૂપે બીરાજો તેમાં, મોહી રહ્યુંછે મન મા'રૂંરે. ૧.
વૈશ્નવ જનને દરશન દ્યો છો, પાવન કરો નીજ દાસરે;
આ કળિયુગના જીવો સુધારવા, વસ્યા દરભાવતી વાસરે. ૨.
પીળાં પીતાંબર જરકશી જામા, મોર મુગટ શીર સોહેરે;

ગળે મોતીચનકી માળા શોભાજે, તે દેખી મન મોહેરે. ૩.
રામાનુજ કુળ સ્વામી જન તે, કરે તમારી સેવારે;
વેદ મંત્ર આરાધે તમને, મન કર્મ વચને દેવારે. ૪.
દાસ જનોના મોક્ષને અર્થે, કરે પંચ સંસ્કારરે;
શરણાંગતનો મંત્રજ આપી, ઉતારે ભવ પારરે. ૫.
ચારે વર્ણ તમ શરણે આવે, પ્રેમ સહીત જે જનરે;
અક્ષય પદ આપી કરો કૃતાર્થ, પતિતને પાવનરે. ૬.
આ કળિયુગમાં નામ તમારૂં, જે જન પ્રેમે ગાયરે;
જમ કીંકરના ભયથી છુટી, સેહેજે વૈકુંઠ જાયરે. ૭.
સદા તમારી ભક્તિ માગું, કામ ક્રોધ તમે મારોરે;
દાસ રમારમણ શર્ણે પડયો છું, હર અહી મુજને તારોરે. ૮.

———:o:———

## પદ ૧ લું રાગ કાફી.

( મથુરા ન જાશોરે મેલી વ્રજવાસીને.—એ રાગ. )

શુભ મતી આપોરે, રણછોડ છોગાળા;
ભવ દુખ કાપોરે, ઠાકોર ઠાકોર વાળા. ટેક.
સામુ જુઓને સ્વામી માહારા, કરૂણા દ્રષ્ટે આજ;
હું ને મારૂં દુર પળાએ, તો સરે સઘળાં કાજ;
દુષ્ટ બુદ્ધિ નાસેરે, માહારી કાહાનડ કાળા. શુભ. ૧
કામ ક્રોધ મારી કેડે પડયાછે, લોભ તેહેમાં સરદાર;
માયા તમારીનો પાર ન પામું, અંતે થઇશ ખવાર;
વીનતી સાંભળજોરે, ગોવિંદ ગોપાળા. શુભ. ૨
કુસંગમાં માહારૂં મન ભમેછે, તે છોડાવો જદુવીર;
ભજન તમારૂં હું નથી કરતો, કયમ કરી રાખું ધીર;

અંતે સમે આવીરે, ઘેરસે જમડા કાળા. શુભ. ૩
સંત સમાગમે મન નથી ઠરતું, માયા તમારીનું જોર;
દાસ રમારમણ શરણે પડયોછું, કર ગ્રહો નંદકીશોર;
ભક્તિ મને આપોરે, જપુ રામ નામ માળા શુભ. ૪

પદ ૨ જું. રાગ ઉપરનો.

મન મારૂં રાખોરે, સદાય તમ ચરણોમાં;
ચીત મારૂં ઠારોરે, મહા મંત્રો મુકી કરણોમાં. ટેક.
મહા મંત્ર આપો કરણમાં જેથી, મનમાં ઉપજે પ્રેમ,
ભજન તમારૂં નીશદીન કરતું, એવો થાય મુને નેમ;
માયા નવ પીડેરે, જાતાં તમ શરણોમાં. મન. ૧
સંત સમાગમ આપો મુજને, ભજન તમારૂં સાર;
કથા કીરતન કરૂં તમારૂં, છો બુદ્ધિના દાતાર;
માટે હું તો માગુંરે, આપો ચારે વરણોમાં. મન. ૨
નામ તમારૂં નીત્યે સાંભળું, છો તમે પતિત પાવન;
દીન જાણી દયા કરજો, તમ ચર્ણે રાખો માહારૂં મન;
હૃદેથી ન જશોરે, અંતે માહારા મરણોમાં. મન. ૩
શુભ મતી આપો સ્વામી માહરા, કરુણા કરીને દયાળ;
દાસ રમારમણ શર્ણે પડયોછું, ભાગો ભવ જંજાળ;
ડાકોર વાળા ઠાકોરરે, રહેજો મારા નયણોમાં. મન. ૪

પદ ૩ જું. રાગ ઉપરનો.

રામ નામ રટોરે, મન મહારા શ્વાસોશ્વાસ;
એના તો ભજનથીરે, મટી જાય જમનો ત્રાસ. ટેક.
અવળું રામ નામ વાલ્મિક ભણીયા, થયા મોટા રૂષીરાય;
શત કોટી રામાયણ કીધી, વર્ણવ્યો પ્રભુ મહીમાય;

ગુણલા ગાઇનેરે, કહેવાયા નીજ હરીના દાસ. રામ. ૧
ધ્રુવજી બાળક ગયા સભામાં, ઉછંગે બેસવા રાય;
અપરમાએ કઠણ વચન કહ્યાં, મનમાં થયા દુખદાય;
માતા પાસે આવીરે, પછી કીધો વનમાં વાસ. રામ. ૨
વનમાં જઇને પ્રભુને ભજીઆ, કીધો નારદજીએ ઉપદેશ;
દ્વાદશ અક્ષર નીશદીન જપીઆ, પોતે બાળે વેશ;
પ્રભુએ પ્રીત જાણીરે, કીધોછે જેને અવીચળ દાસ. રામ. ૩
નામનો મહિમા હું શું વર્ણુંવું, માહારે રસના એક;
દાસ રમારમણ શર્ણે પડયોછું, દીન થઇને છેક;
દયા તમે કરજોરે, રહેજો મારા રૂદીઆમાં વાસ. રામ. ૨

## પદ ૪ થું. રાગ ઉપરનો.

શ્રીમંનારાયણ સ્વામીરે, હું તો તમ શરણે પડયો;
શાસ્ત્ર સહુ સાંભળતાંરે, મહા મણી મુજને જડયો. ટેક
મહા મણી રૂપી નામ તમારૂં, બીજું ન આવે એની તોલ;
કળજુગમાંહી કૃશ્ન કીરતન કરૂં, પ્રેમ ધરી મન ખોલ;
સાચો સ્નેહ કરીનેરે, અંતે હરી ચરણે અડયો. શ્રીમંના. ૧
નામે અજામેળ તમે તાર્યો છે, પ્રલ્હાદજી મહા ભકત;
પોપટ ભણાવતાં ગુણીકા તારી, ધ્રુવજીને જુએ સહુ જગત;
એવા પ્રભુ જાણીરે, ચર્ણ પાસે આવી ખડો. શ્રીમંના. ૨
દીન દયાળ તમે કેહેવાઓછો, ભક્ત તણા પ્રતિપાળ;
દાસ જાણીને દયારે કરજો, ગીરવર ધારી ગોપાળ;
અનાથ જાણીનેરે પ્રભુ મારી વારે ચડો. શ્રીમંના. ૩
શુભ કૃતી મેં સ્વલ્પ નથી કરી, પ્રપંચે ભરતો પેટ;
દાસ રમારમણ શર્ણે પડયોછું, મન ક્રમ વચને નેટ;

મા સામું જોજોરે, ગોવિંદ મારા -હદય મકરી. શ્રીમંત. ૪

---

# ગરબીઓ.

## રાગ. ગરબી.

( ચાલો ડાકોરમાં જઈ વસીએ—એ રાગ. )

રૂડા રણછોડરાય છોગાળા, મેં તો દીઠા ડાકોરવાળારે. રૂડા. ટેક.
તમે દ્વારકાંથી ધસીઆ, ભક્ત બોડાણા ઘેર વસીયારે. રૂડા.
કીધું ડાકોર વૈકુંઠ સરખું, ત્યાંહાં સદાય તમને નીરખુંરે. રૂડા.
ઉંચું દેહેરૂં છે શોભા-સારી, નવ સીખરે બીરાજે ગીરધારીરે. રૂડા.
પીળાં પીતાંબર જરકસી જામા, પુરે ભક્તના મનની કામારે. રૂડા.
શંખ ચક્ર ગદા પદ્મધારી, મોર પીંછ મુગટપર વારીરે. રૂડા.
ગળે મોતીની માળાઓ સોહે, નખ સીખ નીરખી મન મોહેરે. રૂડા.
તારા મુખપર મોરલી વાગે, સુણી ધ્યાનથી મુનીવર જાગેરે. રૂડા.
તમે દીન દયાળ મારા સ્વામી, મારા હ્રદે વસો ગરૂડા ગામીરે. રૂડા.
દાસ રમારમાણ શર્ણું તમારે, નથી જુગમાં કોઇનો આધારેરે, રૂડા.

## ગરબી ૨ જી. રાગ ઉપરનો

મારે મન વસો મંગળકારી, કામ ક્રોધ મોહને મારીરે. મારે. ટેક.
મેં તો જુગમાં જાણ્યા તમને, નથી કોઇનો ભરૂસો અમનેરે. મા.
મારા ત્રીવીધના તાપ સમાવો, તારી માયામાં સીદને નચાવોરે. મા.
મારા મનનીરે ભ્રમણા ભાગે, તમ ચરણમાં પ્રેમ મને લાગેરે. મા.
મારા હ્રદયને કુણું કરજો. કૃપા કરીને દુષ્ટ બુદ્ધિ હરજોરે. મા.
પતીતપાવન નામ તમારૂં, તમે કૃત્ય ન જોશો મારૂંરે. મા.
સુણી કથા મન પાવન થાવા, પ્રેમે ગુણ તમારા ગાવારે. મા.
શાસ્ત્ર સુણતાં જડયો મને સાર, કૃષ્ણ નામ તણો આધારરે. મા.

નામે તાર્યાં તમે મહા પાપી, તેને ભક્તની પદવી આપીરે. મા.
દાસ રમારમણની પુરો હામને, હુતો વળગ્યો તમારા નામનેરે. મા.

## ગરબી ૩ જી. રાગ ઉપરનો.

મારાં નેત્ર લોભાયાં તમ ચરણે, મારૂં મન રાખો તમ શરણેરે. ટેક.
મારા દીલમાં વસે ઘણા ચોર, કામ ક્રોધ મહા ઘોરરે. મારાં.
નથી દીનતા મારા મનમાં, લોભ જુઠ ભરાયાં મારા તનમાંરે. મારાં.
તારા દરસનમાં ચર્યું ન ચાલે, પરદારા પુઠે મન મહાલેરે. મારાં.
આવા દુષ્ટ સંગથી દુર કરજો, નામ તમારૂં ઉરમાં ઠરજોરે. મારાં.
તમે છોગાળા રણછોડ રાય, આવી વસીયા ડાકોર માંયરે. મારાં.
દર પુનમે સંઘ આવે સારા, તે તો દરસન કરવા તમારાંરે. મારાં.
વસી ડાકોરે વૈભવ કીધો સારો, બધા ગુર્જર ખંડને તાર્યોરે. મારાં.
એવી કૃપા તે મુજપર કરજો, માહારા ત્રીવીધી તાપને હરજોરે. મારાં.
દાસ રમારમણ કર જોડી, મારી મનની ગાંઠો છોડીરે. મારાં.

## ગરબી ૪ થી. રાગ ઉપરનો.

મારી વીનતી સુણો અલબેલા, તમે નંદના કુંવર છબી છેલારે. ટેક.
માહારૂં ચીત જમ થવા નવ દેશો, મને પોતાનો જાણી શુધ લેશોરે. મા.
મારા અંતરમાં હેત વધારો, માહારૂં મન તમ ચરણે ઠારોરે. મા.
મને માયા તણારીથી તારો, મારા કામ ક્રોધને મારોરે. મા.
સંસાર સાગર બહુ સારો, તારા ભજન વીના લાગે ખારોરે. મા.
માહારા મનના મોહ સૌ જાય, તન ભજનથી સીતળ થાયરે. મા.
મુને ભક્તિ લાગેછે ઘણી વહાલી, આપો સંત સંગત કર ઝાલીરે. મા.
મારાં કૃત્ય સામું નવ જોશો, તારા દાસની પત નવ ખોશોરે. મા.
જેવો તેવો પણ હું તમારો, મહારો મનુષ્ય જનમ સુધારોરે. મા.
દાસ રમારમણને શર્ણું દેજો, મારા અંત સમે ઉરમાં રેહેજોરે. મા.

### ગરબી ૫ મી. રાગ ઉપરનો.

પ્રભુ દરશન મુજને દેજો, તમે સદાય સુધ મારી લેજોરે. પ્રભુ. ટેક.
મારા મનથી અળગા નવ થાશો, મારા હ્રદયમાંથી નવ જાશોરે. પ્રભુ.
દીનદયાળ નામ તમારૂં, દુષ્ટ સંગથી મન હરો મારૂંરે. પ્રભુ.
મારી આશ પુરો અવીનાશી, સદા કરજો ચરણનો દાસીરે. પ્રભુ.
દાસ રમારમણ કર જોડી, ગુણ ગાઉં તમારા મતી થોડીરે. પ્રભુ.

### ગરબી ૬ ઠી. રાગ ઉપરનો.

વીઠલ વર લાગો વહાલા, તમે નંદ તણા નંલાલારે. વીઠલ. ટેક.
મારૂં મન તમ ચરણે લાગે, ઉર માંહે આનંદ અતી જાગેરે. વીઠલ.
મેં તો લોકલાજ સહુ ખોઇ, દેખી નટવર છબી મન મોહીરે. વીઠલ.
પુરો આશ રંગ રસીયા મારી, હુંતો સદાય દાસ તમારીરે. વીઠલ.
દાસ રમારમણનારે સ્વામી, કર ઝાલોને ગરૂડા ગામીરે. વીઠલ.

### ગરબી ૭ મી. રાગ ઉપરનો.

મેંતો જોયો તમારો લટકો, મારા દીલમાં લાગ્યો છે ચટકોરે. ટેક.
મને અંન ઉદક નવ ભાવે, તમ વીના કોઇ નજરે નાવેરે. મેંતો.
મારૂં દીલ રહ્યું તમમાં મોહી, મને વા'લુ ન લાગે બીજું કોઇરે. મેંતો.
મને ઘરમાં ઘડી નથી ગમતું, ચીત તમ ચરણોમાં રમતુંરે. મેંતો.
દાસ રમારમણનારે સ્વામી, આશ પુરોને અંતર જામીરે. મેંતો.

### ગરબી ૮ મી. રાગ ઉપરનો.

મારે મંદીર લટકે આવો, મારા ત્રીવીધના તાપ સમાવોરે. મારે. ટેક.
મેં તો ઘણાં કર્યાં છે પકવાન, સ્વાદ બન્યો છે સુધા સમાનરે. મારે.
તળ્યાં શાક સ્વાદે સારાં, આવો જમવાને નેત્ર ઠારૂં મારાંરે. મારે.
મેં તો કુસુમે સેજ સમારી, તમે પોહોડોને દેવ મોરારીરે. મારે.
દાસ રમારમણના સ્વામી, હું તો પુરણ પુન્યે પામીરે. મારે.

### ગરબી ૯ મી. રાગ ઉપરનો.

ગાવો ગાવો ગોવીંદ ગુણ ગાઓ, ફરી નહી મળે અવસર આહાવોરે.
ધર્યા પશુ પંખીના અવતાર, ફર્યા લખ ચોરાશી બહુ વારરે. ગાવો.
ખાધા જમકીંકર બહુ મારી, તોય તમે ન જોયું વીચારીરે. ગાવો.
કૃપાદ્રષ્ટ્ર શ્રી કૃશ્નજીએ કીધી, દયા કરી મનુશ દેહ દીધીરે. ગાવો.
ભજો દુષ્ટ બુદ્ધિ સરવે વામી, દાસ રમારમણનારે સ્વામીરે. ગાવો.

### ગરબી ૧૦ મી. રાગ ઉપરનો.

જાગો જાગોને જીવ તમે જાગો, રૂડા સંત સમાગમ માગોરે. ટેક.
દેહ ફરી નથી મળવો આવો, સાધો મુનશા દેહનો લહાવોરે. જાગો.
ઘડી ઘડી પળ આયુશ જાય, તમને સુતાં કેમ સુખ થાયરે. જાગો.
તમે સીદને ફરોછો ફુલી, માથે જમકીંકર રહ્યા ઝુલીરે. જાગો.
દાસ રમારમણ પ્રભુ ગાજો, મટી પતીત હરી જન થાજોરે. જાગો.

### ગરબી ૧૧ મી. રાગ ઉપરનો

થાજો થાજો હરીજન થાજો, નીત્ય ગુણ ગોવિંદના ગાજોરે. ટેક.
કૃપાનાથ કરૂણા કરશે, દુષ્ટ બુદ્ધિ દીલથી હરશેરે. થાજો.
દીન થઇ કરો કાલાવાલા, જેથી રીઝે શ્રી નંદના લાલારે. થાજો.
ચીત હરી ચરણમાં રાખો, પ્રેમે કૃશ્ન કૃશ્ન મુખ ભાખોરે. થાજો.
દાસ રમારમણનારે સ્વામી, જુઓ ઉરમાં અંતરજામીરે. થાજો.

### ગરબી ૧૨ મી. રાગ ઉપરનો.

કૃશ્ન કૃશ્ન ભજો નીત્ય પ્રાણી, પ્રેમ ધરી મન ઉલટ આણીરે. ટેક.
પ્રભુ ભજતાં ભવ દુખ જાશે, ઉર આણંદ અતી ઘણો થાશેરે. કૃશ્ન.
દુખ જન્મો જનમનાં ટળશે, દયા કરી દીનાનાથ મળશેરે. કૃશ્ન.
કામ ક્રોધ સર્વે જાય, જેને દીલ વસે રણછોડ રાયરે. કૃશ્ન.
દાસ રમારમણ ચર્ણે લાગું, જનમો જનમ ભક્તિ માગુંરે. કૃશ્ન.

---

# પ્રભાતીઆં.

## પદ ૧ લું રાગ કુમરી.

( નારાયણ નરસીંહ નરોતમ પુરૂષોતમકો ધ્યાન ધરો—એ રાગ. )

પ્રાત સમે પુરૂષોતમ પ્રભુજી, દરશન મુજને દેજોરે;
તાપ ત્રિવિધીના દૂર કરીને, સદાય શુધ મારી લેજોરે. ટેક.
મોહ માયામાં હુંરે ડુબ્યો છું, કામ ક્રોધ મારા તનમાંરે;
બુદ્ધિ મહારી ભ્રમે ચઢી છે, પ્રેમ નથી મારા મનમાંરે. પ્રાત. ૧
દુષ્ટ બુદ્ધિ મારી દૂર કરીને, અંતર પ્રેમ ઉપજાવોરે;
ભક્તિ તમારી મુજને આપો, મોહ માયા છોડાવોરે. પ્રાત. ૨
તન મન મારૂં ચરણે રાખો, કૃપા કરો મોરારીરે;
દાસ રમારમણ કહે કર જોડી, કૃતી નવ જોશો મારીરે. પ્રાત. ૩

## પદ ૨ જું. રાગ ઉપરનો.

શર્ણે પડયો છું શામળીઆજી, સદાય ઉરમાં રહેજોરે;
ભજન તમારૂં નિશદિન કરવા, સંત સમાગમ દેજોરે. શર્ણે. ટેક.
ભક્તિ વિના ભટકે સૌ ભવમાં, મોહ માયાના પાશેરે;
સુત વિત દારા ધરધંધામાં, ચામ દામની આશેરે. શર્ણે. ૧
દુષ્ટ આશા મુજ દૂર કરીને, શુભ મતી મુને આપોરે;
કૃપા કરીને વસો મુજ ઉરમાં, જન્મ મરણ દુખ કાપોરે. શર્ણે. ૨
ભવ સાગરમાં વહ્યો જાઉં છું, નથી નીકળવા આરોરે;
દાસ રમારમણ કહે કર જોડી, બાંહ ગ્રહીને મને તારોરે. શર્ણે. ૩

## પદ ૩ જું. રાગ ઉપરનો.

જાગોને મારા જુગજીવનજી, મુખ જોવાને આવીરે;
દરશન મુજને ઘો શામળીઆ, સાકર માંખણ લાવીરે. ટેક.
જેરે દીવશ મુને દરશન ઘો છો, જાય દીવાળી જેવોરે;

દૂધ દહીં મારે જમણું પીજે, લાભ છે એમાં એવોરે. જાગોને. ૧
પ્રભાતે મુખ જોવા તમારૂં, મન મારૂં લલચાવોરે;
સ્નાન કરીને વળું છું પાછી, તમે મંદીર મારે આવોરે. જાગોને. ૨
રંગજોર રમો જમો મુજ સાથે, પુરો મનની આશરે;
દાસ રમારમણ કહે કર જોડી, સદા તમારો દાસરે. જાગોને. ૩

## પદ ૪ થું. રાગ ઉપરનો.

આજ મહારે મંદીર આવો, ગીરધારી ગોપાળારે;
પ્રેમ ધરીને પુરૂશોતમને, પ્રીતમ છો પ્રતિપાળારે. આજ. ટેક
શેરીઓ વળાવી સ્વચ્છ કરી છે, તોરણ બાંધ્યાં દ્વારેરે;
કદળી સ્થંભનો મંડપ કીધો; પુષ્પ સુગંધી ભારેરે. આજ. ૧
નવરંગ સાડી અંગે ધારી, શોભીતા શણગારરે;
હેતે તમશુ રંગજોર રમવા, પેર્યો નવમણી હારરે. આજ. ૨
પાતળીઓજી પ્રેમે આવ્યા, દરશન મુજને દીધાંરે;
દાસ રમારમણ પ્રેમ મગન થઈ, આનંદે ઉરમાં લીધાંરે. આજ. ૩

## પદ ૫ મું. રાગ ઉપરનો.

પ્રાત સમે ઉઠી કૃશ્ન ભજન્ન કરો, આનંદ મંગળ થાશેરે;
જન્મ મરણ દુખ સહેજે જાશે, લખ ચોરાશી મુકાશેરે. ટેક
ભવ સાગર તો તે જન તરશે, હરી ચરણે ચિત રાખેરે;
તાપ ત્રિવિધના દૂર પળાશે, વેદ પુરાણ એમ ભાખેરે. પ્રાત. ૧
ધ્રુવ અમરીષ પ્રલ્હાદ તર્યા છે, નામ પ્રભુનું લેતાંરે;
શુક સનકાદીક નારદ સરખા, મહીમા તેનો કહેતારે. પ્રાત. ૨
સર્વે તજી પ્રાણી એક મનથી, કૃશ્ન કીરતન જે ગાશેરે;
દાસ રમારમણ કહે કર જોડી, ભવદુખ તેનાં જાશેરે. પ્રાત. ૩

---

# ગરબીઓ.

## ગરબી ૧ લી.

( તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાંના વાસી.—એ રાગ. )

તમે ગોવિંદ ગરીબનીવાજરે, મહારી કરણી ના જોશો;
લક્ષ્મી વર રાખજો લાજરે, મહારી કરણી ના જોશો. ટેક
નંદ કુંવરજીરે, વાહાલારે માહારા નંદ કુંવરજી;
નંદ કુંવર મારા નાથજીરે, વીનવું વારંવાર;
કર જોડી હું તો કરગરૂંરે, છો બુદ્ધિના દાતારરે. મહારી. ૧
ન્યાયથી જાશોરે, પ્રભુરે મારા ન્યાયથી જોશો;
ન્યાયથી જોશો નાથજીરે, ગુણ અવગુણ મહારાજ;
કોટી કલ્પે ગતી નહીં મળેરે, તમે રાખો બાનાની લાજરે. મારી. ૨
ભવસાગરમાંરે, પ્રભુ હું તો ભવસાગરમાં;
ભવસાગરમાં ડુબી રહ્યોરે, મોહ માયાનેરે પાશ;
સુતવીત દારાના સંગથીરે, છોડાવી કરો દાસરે. મારી. ૩
ભક્તિ તમારીરે, પ્રભુ મારા ભક્તિ તમારી,
ભક્તિ તમારી આપજોરે, રાત દીવસ ગુણ ગાઉં;
દાસ રમારમણ શરણે રાખો, તમ ચર્ણથી અળગો ન થાઉંરે. મા. ૪

## ગરબી ૨ જી રાગ ઉપરનો.

તમે ગુરૂ ગોવિંદ ઘેર આવોરે, હું તો પ્રેમે નીરખું;
મારા ત્રીવીધના તાપ સમાવોરે, હું તો પ્રેમેરે નીરખું. ટેક.
તાપ સમાવોરે, પ્રભુરે મારા તાપ સમાવો;
તાપ સમાવો ત્રીકમારે, વીનવું વારંવાર;
ગુરૂ કૃપાએ ગોવિંદજીરે, ઉતારરે ભવપારરે. હું તો. ૧
ગુરૂ વચનથીરે, પ્રભુજી મારા ગુરૂવચનથી;

ગુરૂ વચનથી જાણીઆરે, છો તમે દીનાનાથ;
માટે દીન થઇ શરણું પડયો છું, ઉગારો ઝાલી હાથરે. હું તો. ૨
કૃતી નવ જોશોરે, પ્રભુ મારી કૃતી નવ જોશો;
કૃતી નવ જોશો કૃષ્ણજીરે, સહાય કરો જદુવીર;
સંત સમાગમ આપજોરે, નીર્મળ થાય મન સ્થીરરે. હું તો. ૩
વીનતી સાંભળજોરે, પ્રભુ મારી વીનતી સાંભળજો;
વીનતી સાંભળજો વીઠલારે, વસો મુજ ઉરમાં વાસ;
દાસ રમારમણુ ગુરૂ પ્રતાપે, ગુણુ ગાઉં મન હુલ્લાસરે. હું તો. ૪

---

## પદ.

### પદ ૧ લું.

( હરી ભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાય છે—એ રાગ.)
મન કરોને વીચાર, દેહને માથે કાળનો ભય છે મોટો;
સૌ હરીને ભજો, નહીતો વાગશે અંતે જમનો સોટો. ટેક.
આ કળિયુગમાં નથી કહેવાનું, સુખ દુખ તો સર્વે સેહેવાનું;
પ્રભુ ભજન વીના નથી રેહેવાનું. મન કરોને વીચાર. ૧
બાળપણું રમતમાં ખોયું, તરૂણપણું ત્રીયામાં મોહ્યું;
વૃદ્ધપણે સુત વીત જોયું. મન કરોને વીચાર. ૨
દેહ કાચી કાયા જુઓછો, નાના મોટા મુવા પછી રૂવો છો;
મોહ મમતામાં અવસર ખુવોછો. મન કરોને વીચાર. ૩
ક્ષણુ ભંગુર દેહ છે સૌ કાચી, વાત હરી ભજવાની છે સાચી;
માટે પ્રભુ ભજતાં ન ખાશો લાંચી. મન કરોને વીચાર. ૪
આ સંસાર સ્વાર્થની વાડી, તેમાં નાના મોટા મરે દહાડી;

તેણે ચીર છાતીઓ ઉઘાડી. મન કરોને વીચાર. ૫
પ્રભુ ભજીને કાળકરથી છુટો, રામ નામનું ધન પ્રેમે લુટો;
આતો અમુલખ અવસર જાય ખુટયો. મન કરોને વીચાર. ૬
સંસારનું સુખ સ્વપ્ના જેવું, સ્વ સંબંધે સૌ લેવું દેવું;
તેમાં ગર્વ તજી સુખ દુખ સેહેવું. મન કરોને વીચાર. ૭
કૃષ્ણ કૃપા વીના નથી ઉગરવું, નામ ધર્યું તેને નિશ્ચે મરવું;
રામ સ્મરણ વીના નથી ભવ તરવું. મન કરોને વીચાર. ૮
ગર્વ તજીને ગોવિંદ નીત ગાજો, કામ ક્રોધ મારીને હરીજન થાજો;
નામ રૂપી ગંગામાં નીત્ય નહાજો. મન કરોને વીચાર. ૯
દાસ રમારમણ કહે કર જોડી, મારો મોહપાશ નાખો ત્રોડી;
ટાળો લખ ચોરાસી આળસ મોડી. મન કરોને વીચાર. ૧૦

## પદ ૨ જુ. રાગ ઉપરનો.

પ્રભુ ભજન વીના, અમુલખ અવસર એળે શીદને ખુઓ;
રામ નામ રટો, દેહ દેવળમાં જાગીને તમો જુઓ. ટેક.
નવ માસ ગર્ભમાં દુખ સેહેતો, તહાં પ્રભુની વીનતી નીત કહેતો;
હવે એ વાત મનમાં નથી લેહેતો. પ્રભુ ભજન વીના. ૧
તમ ઉપર કૃપા કરી નાથે, ગર્ભવાસ છોડાવ્યો ઝાલી હાથે;
તમે પ્રીત તોડી તેમની સાથે. પ્રભુ ભજન વીના. ૨
આવ્યો ભવમાં ઉંઆં ઉંઆં કરતો, ભીના સુકામાં સુતો ફરતો;
ભાન દેહ તણું તું નવ ધરતો. પ્રભુ ભજન વીના. ૩
બેચાર વરસના થયા મોટા, નામ ભુલીને ચાલ્યા માર્ગ ખોટા;
પછી મોહ માયાએ વાળ્યા ગોટા. પ્રભુ ભજન વીના. ૪
ભણ્યા ભણવાનું મુકી બીજું, પછી હરી ભજતાં આવે ખીજું;
તમે લોચન ઉઘાડી નવ જોયું ત્રીજું. પ્રભુ ભજનવીના. ૫

જુઓ માયા છે મહા મસ્તાની, તેમાં ખોળ કરો પ્રભુ રસ્તાની;
ધરો ઓથ રામ નામ સસ્તાની. પ્રભુ ભજન વીના. ૬
નામે તાર્યા શીવજીએ બહુ પાપી, ધ્રુવ પ્રલ્હાદ તર્યા પ્રભુનામ જાપી;
જુઓ ગુણકાને મહા ગતી આપી. પ્રભુ ભજન વીના. ૭
ભજો ગોવિંદ ગોવિંદ નીત્ય પ્રાણી, આ અવસર સીદ ખુઓ જાણી;
દેહ ગયા પછી થશે ધુળધાણી. પ્રભુ ભજન વીના. ૮
મન વારંવાર વીચાર કરો, દીન થઇ પ્રભુને ચીતમાં ધરો;
એ વીના શીદ અથડાઇ મરો. પ્રભુ ભજન વીના. ૯
દાસ રમારમણુને દીન જાણી, રાખો શર્ણમાં નીત્ય શારંગપ્રાણી;
મારી કરણી ન જોશો મેહેર આણી. પ્રભુ ભજન વીના. ૧૦

## પદ ૩ જું. રાગ ઉપરનો.

નીત્ય ઉઠીને, કૃષ્ણ ભજન કરોને સર્વે પ્રાણી;
મન સમજીને, સંત સમાગમ સેવો ઉલટ આણી. ટેક.
દેહ વારંવાર તમે સીદ ધરો, આ ભાવમાં લખ ચોરાસી ફરો;
હરી ભજન વીના કદી નહીં ઉગરો. નીત્ય ઉઠીને. ૧
સંસારનું સુખ લાગે સારૂં, સુત વીત દારે મન મોહ્યું તારૂં;
પ્રભુ ભજન વીના સહુ અંધારૂં. નીત્ય ઉઠીને. ૨
તું મોહ માયામાં જાય વહ્યો, તને સગાં સહોદરે ડાહ્યો કહ્યો;
તેમાં સરવસ તારૂં ખોઇ રહ્યો. નીત્ય ઉઠીને. ૩
કામ ક્રોધ લોભ દુશ્મન મોટા, મોહ ઇરષાના રસ્તા ખોટા;
તેને તજ્યા વિના ખાશો જમ સોટા. નીત્ય ઉઠીને. ૪
પ્રાણી સુખનું પ્રયત્ન સર્વે કરે, મારૂં મારૂં કરતાં અચાનક મરે;
કોઇ કાળ ચક્રનો ભય ન ધરે. નીત્ય ઉઠીને. ૫
તમે તૃષ્ણા સહુ મનની તોડો, નીત્ય કૃષ્ણ ચરણમાં પ્રીત જોડો

હરી ભજતાં સહુ આળસ મોડો. નીત્ય ઉઠીને. ૬
નથી મનુશ્ય દેહ ફરી મળવાનો, સુખે શીરે મુરીનથી ગળવાનો;
ભજ્યા વીના ભવ દુખ નથી ટળવાનો. નીત્ય ઉઠીને. ૭
જુઓ વેદ પુરાણ સહુ એમ કહે, હરી ભજ્યા વીના ભવ ભાર વહે;
સત સંગ વીના પ્રભુને ન લહે. નીત્ય ઉઠીને. ૮
સાર સર્વે તણો રામ નામ ગાજો, કુડ કપટ થકી અળગા થાજો;
હરીરસ પીને સામાને પાજો. નીત્ય ઉઠીને. ૯
દાસ રમારમણ કહે કર જોડી, રામ નામ જપો આળસ મોડી;
હું વીનતી કરૂં મારી મતી થોડી. નીત્ય ઉઠીને. ૧૦

## પદ ૪ શું. [illegible] ઉપરનો.

જુઓ કૃશ્ન કૃપાળ, નીજ જન જાણીને સુખ સૌને આપે;
છે દીન દયાળ, જન્મ મરણનાં સઘળાં સંકટ કાપે. ટેક.
જુઓ પ્રહ્લાદ પોતાનો જાણી, ધર્યું નરહરી રૂપ સારંગ પ્રાણી;
પ્રગટયા થંભથી ભકિત ઉર આણી. જુઓ. ૧
જુઓ અમરીશ હરીના જન મોટા, ત્યાં દુરવાસે વાળ્યા ગોટા;
ચક્ર મુકીને હરીએ પાડયા ખોટા. જુઓ. ૨
જુઓ ધ્રુવજી બાળક નિજ ધારી, કીધો નારદજીએ ઉપદેશ ભારી;
થયો અવિચળ જુઓ વિચારી. જુઓ. ૩
જુઓ સુદામાનું દુખ હર્યું હાથે, મુઠ્ઠી તાંદુળ આરોગ્યા નાથે;
કીધા મેહેલ કંચન તેની સાથે. જુઓ. ૪
જુઓ ઝેર મીરાંબાઇનું પીધું, હરીજન જાણી અમૃત કીધું;
નિજ રૂપમાં રૂપ સમાવી દીધું. જુઓ. ૫
જુઓ દ્રુપદ સુતાની લાજ રાખી, અભીમાની સભામાં હેઠા નાખી;
પુર્યાં ચીર તેમા સહુ જગ સાખી. જુઓ. ૬

જુઓ પાંડવ કેરા સારથી થયા, કુરક્ષેત્રમાં કૌરવશું લડવા ગયા;
કુંવારી ભક્તને રાજ આપી કીધી દયા. જુઓ. ૭
જુઓ નરસંઈ મેતાજીરે તણાં, કળીજુગમાં કામ કીધાંછે ઘણાં;
હુંડી મોસાળામાં નથી રાખી મણા. જુઓ. ૮
એવા દીન દયાલ તમે પ્રેમે ભજો, હરી સહાય કરે અભીમાન તજો;
દુષ્ટ સંગથી તમે નીત્ય લજોરે લજોરે. જુઓ. ૯
દાસ રમારમણ પર મેહેર કરો, મુજ અનાથની વિનતી ઉરમાં ધરો;
મારાં જન્મ મરણનાં દુખડાં હરો. જુઓ. ૧૦

---

## ગરબીઓ.

### ગરબી ૧ લી.

( મારેરે ઘેર આવો નંદલાલા—એ રાગ. )

મારેરે ઘેર ગુરૂ શ્રીનીવાસ આવ્યા, સાથેરે પોતે લક્ષ્મીપતી લાવ્યા.
મારેરે ઘેર ગુરૂ શ્રીનીવાસ આવ્યા. ટેક.
શેરીઓ મેં તો સ્વચ્છ કરીરે સારી, આણંદ મનમાં ઉલટયોરે ભારી;
ગુરૂગોવિંદ ઉપર જાવું વારી. મારેરે ઘેર. ૧
સંવત ઓગણી ચોવીસરે સાર, જેષ્ટ સુદી પુનમ ભૃગુ વાર;
નક્ષત્ર શુભ જેષ્ઠા નિરધાર. મારેરે. ૨
દીવસ પોહોર ચઢતે કીધી દયા, હરીજનનાં દુખડાં સરવે ગયાં;
દાસ રમારમણના ઉરમાં રયાં. મારેરે. ૩

### ગરબી ૨ જી.

પધરાવ્યા મંદિર શુભ મહુરતે સ્વામી, ગુરૂ શ્રીનીવાસે અંતર જામી;

કૃપારે દાસ ઘનશામ ઉપર કરી, શેવારે કરવા સોંપ્યા છે શ્રી હરી;
પોતાનો જાણી પુરણ પ્રીત ધરી. પધરાવ્યા. ૧
પેહેર્યારે પીળા પીતાંબર પ્રીતે, જરકશી વાઘો ધર્યોરે રીતે;
મોર મુગટ નીરખું હું નીત્યે. પધરાવ્યા ૨
શંખ ચક્ર ગદા પદમ ધારી, વામ ભાગે લક્ષ્મી બિરાજે સારી;
દાસ રમારમણ નીરખે વારી. પધરાવ્યા. ૩

## ગરબી ૩ જી. રાગ ઉપરનો.

નીરખોરે નીત્ય પ્રેમે નંદલાલા, દીન થઇકરો કાલાવાલા. ટેક.
નખ શીખ રૂપ રૂદે રાખો, વિષય તજી રામરસ ચાખો;
ક્રોધ તજી ક્રશ્ન ક્રશ્ન ભાખો. નીરખોરે. ૧
માયાના તમે કુશકા શીદ ખાંડો, કપટ કુસંગ સરવ છાંડો;
સ્નેહ સાચો શ્રી ક્રશ્ન શું માંડો. નીરખોરે. ૨
કહું કર જોડીને વારંવાર, વિનતી મારી સુણજો વિશ્વાધાર;
દાસ રમારમણ ઉતારો ભવ પાર. નીરખોરે. ૩

## ગરબી ૪ થી. રાગ ઉપરનો.

ભજોને તમે ભાવે શ્રી ભગવાન, તજોરે તમે મીથ્યા દેહ અભીમાન-
સંસાર સુખ સર્વે ખોટું જાણી, મોહ માયા તજો સર્વે પ્રાણી;
હરી જન થાઓ ભિલટ આણી. ભજોને, ૧
ભજ્યા તેતો ભવસાગર તરીઆ, જમના ભય થકી ઉગરીઆ;
બાકી લખ ચોરાશીમાં ફરીઆ. ભજોને. ૨
દાસ રમારમણ વિનતી કરે, અભીમાન તજી હરી ઉરમાં ધરે;
તેતો નિશ્ચે ભવસાગરને તરે. ભજોને. ૩

———:૦:———

# પદ.

## પદ ૧ લું.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ. )

પુર્ણ મનોરથ કરજો, પ્રભુ મારા પુર્ણ મનોરથ કરજો.
મા'રાં જન્મ મરણ દુઃખ હરજો, પ્રભુ માહારા પુર્ણ મનોરથ કરજો;
આ અવસર માહારો એળે જાય છે, કરૂણા દ્રષ્ટી ધરજો;
કામ ક્રોધ મોહ મમતા છોડાવી, દીનતા ઉરમાં ઠરજો. પ્રભુ. ૧
સુત વિત દારા સગાં સહોદર, મોહ સર્વના મરજો;
નામ તમારૂં નિશદિન જપવા, મુખમાંથી અમૃત ઝરજો. પ્રભુ. ૨
પરદારા પરધન પરનિંદા, તે થકી મન મારૂં ટળજો;
દુષ્ટના સંગથી દૂર વસાવો, પાપ બુદ્ધિ મારી પરજો. પ્રભુ. ૩
રામ કૃષ્ણ સદા વસો મુજ ઉરમાં, તેથી અંતર મારૂં ઠરજો;
કર જોડી કહે દાસ રમારમણ, વિનંતી ઉરમાં ધરજો. પ્રભુ. ૪

## પદ ૨ જું. રાગ ઉપરનો.

ઉર વસો અંતર જામી, પ્રભુ માહારા ઉર વસો અંતરજામી;
તમે દીન દયાળ મારા સ્વામી, પ્રભુ મારા ઉર વસો અંતરજામી. ટેક.
પતીત પાવન તમને સાંભળ્યા, શરણે આવ્યો શીર નામી;
દીનના ઉપર દયા કરોછો, પોતે ગરૂડ ગામી. પ્રભુ. ૧
અધમ ઓધારણ નામ તમારૂં, પૂર્ણ કશી નથી ખામી;
તે મુજ ઉરથી અળગા ન થાશો, ગોવિંદ વૈકુંઠ ધામી. પ્રભુ. ૨
નારાયણ નરસીંહ નરોતમ, કૃષ્ણજી પૂરણ કામી;
મદ સુદન મદ હરજોરે મહારો, દુષ્ટ બુધ્ધિ મારી વામી. પ્રભુ. ૩
નીરમળ મન કરી રાખો ચરણે, સદા શરણમાંરે સ્વામી;
દાસ રમારમણ વિનંતી કરૂંછું, પૂરણ દીનતા પામી. પ્રભુ. ૪

## પદ ૩ જું. રાગ ઉપરનો.

માગ્યું મુજને આપો, પ્રભુ મારા માગ્યું મુજને આપો;
દાસનો દાસ કરી થાપો, પ્રભુ મારા માગ્યું મુજને આપો. ટેક.
સંસારમાં મને સરસો રાખો, દુષ્ટ બુદ્ધિ મારી કાપો;
માયા તમારીમાં મુજને નચાવી, શીદને ખવરાવો ધાપો. પ્રભુ. ૧
સંત સમાગમ આપો સરવને, નિત્ય જપે નામ જાપો;
ભજન તારામાં ભંગ કરાવે, તેને સદા સંતાપો. પ્રભુ. ૨
સંત સમાગમ સેવા કરાવો, તો જાય મનનાં પાપો;
કામ ક્રોધ મોહ મમતા છોડાવી, પ્રેમ અંતરમાં વ્યાપો. પ્રભુ. ૩
દયા દીનતા દીલમાં વસાવો, નામ જપું અમાપો;
દાસ રમારમણ વિનતી કરૂં છું, ઉધાડો વૈકુંઠ ઝાંપો. પ્રભુ. ૪

## પદ ૪ થું. રાગ ઉપરનો.

કર ગ્રહી તારો તો તરવું, પ્રભુ મારો કર ગ્રહી તારો તો તરવું;
નહિ તો લખ ચોરાશીમાં ફરવું, પ્રભુ મારો કર ગ્રહી તારો તો તરવું.
શુભ કૃતી મેં સ્વલ્પ નથી કરી, શા બળથી ઉગરવું;
તારી કૃપા વિના સર્વે પ્રાણીને, અવતરવું ને મરવું. પ્રભુ. ૧
નીરમળ મનથી નામ જપાવો, પાપ બુદ્ધિથી ચિત હરવું;
સ્હાય કર્યા વિના શામળીઆજી, ક્યાં જઇ મારે ઠરવું. પ્રભુ. ૨
અલબેલાજી અળગા રહેશો તો, ધ્યાનજ કોનું ધરવું;
મોહ માયાનો પાશ છુટ્યા વિના, ભજન તે કેઇ પેરે કરવું. પ્રભુ. ૩
સંત સંગતમાં મનને ઠારો, તે વિના લાગે વરવું;
દાસ રમારમણ ભજન કર્યા વિના, કારજ એકે નથી સરવું. પ્રભુ. ૪

# ભજન.

## ભજન ૧ લું.

( ગોવિંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા—એ રાગ. )

રટણ કરો રામનામ સર્વે પ્રાણી, પ્રેમ ધરી મન ઉલટ આણીરે,
રટણ કરો. નામ સર્વે પ્રાણી. ટેક.
આ અવસર અમુલખ જાય, પળ પળ આયુષ્ય ઓછું થાય;
અંત આવ્યા પછી પસ્તાયરે. રટણ કરો. ૧
જે નર માયામાં બહુ મોહ્યા, જેણે શાસ્ત્ર ધર્મ નવ જોયા;
અંતે હાથ ઘસીને રોયારે. રટણ કરો. ૨
સુત વિત દારાનું સુખ જોઇ, મુર્ખા તેને રહ્યો છે મોહી;
તેમાં કમાણી સર્વે ખોઇરે. રટણ કરો. ૩
જુઠાં સાચાં કરવા લાગ્યો, દુખડાં લખ ચોરાસી માગ્યો;
તોએ આળસ તજી નવ જાગ્યોરે. રટણ કરો. ૪
તજો મોહ મમત અભિમાન, દીનતા પામી ધરજો ધ્યાન;
રામ નામ અમૃત કરો પાનરે. રટણ કરો. ૫
કરજો સંત સમાગમ સારો, એ છે ભવ તરવાનો આરો;
તમો હરી ચરણે ચીત ધારોરે. રટણ કરો. ૬
કરવો સત ગુરૂનો સંગ, જેથી મનને લાગે રંગ;
તેથી આનંદ ઉપજે અંગરે. રટણ કરો. ૭
દાસ રમારમણ કર જોડી, કહે છે મારી મતી છે થોડી;
સર્વે પ્રભુને ભજો આળસ મોડીરે. રટણ કરો. ૮

## ભજન ૨ જું. રાગ ઉપરનો.

ભજન વિના ભટકવું આ ભવમાં, તેને તમે કહાડોછો લવમાંરે. ટેક
નિત્યે જાગીને તમે જૂઓ, દીવસ ઘર ધંધામાં ખુઓ;

રાત્રી ભર નિદ્રામાં સર્વે સુવો રે. ભજન. ૧
સ્ત્રી ને સુતથી મન નવ છુટે, કુશકા ખાંડતાં કદી નવ ખુટે;
જમકિંકર ઓચિંતા તેને લુટે રે. ભજન. ૨
જુગમાં ડાહ્યા થઈને ફરો છો, સર્વે પેટ પ્રપંચે ભરો છો;
મિથ્યા દેહાભીમાન ધરો છો રે. ભજન. ૩
પાળો વેદ શાસ્ત્રના ધર્મ, તેથી છુટે ભૂડાં કર્મ;
પછી ઓળખશો હરીનો મર્મ રે. ભજન. ૪
થાશે સંત સમાગમ પ્રીતી, જેથી ઉરની ટળે અનીતી;
જાશો જમકિંકર શેહેજે જીતી રે. ભજન. ૫
તજો હરી વિમુખનો સંગ, નહિતો કરે ભજનમાં ભંગ;
પ્રભુ ચરણમાં લાગે રંગ રે. ભજન. ૬
તન મન અરપી કરજો શેવા, કૃષ્ણ ભજનનો લાભજ લેવા;
છુટે જમકિંકરનાં દેવાં રે. ભજન. ૭
ગોવિંદ ગોવિંદ નીત્યે ગાજો, પતિત મટીને પાવન થાજો;
દાસ રમારમણને પ્રેમે પાજો રે. ભજન. ૮

## ભજન ૩ જું. રાગ ઉપરનો.

જનમ ધર્યો સફળ તેહનો થાય, જે કોઇ ગુણ ગોવિંદના ગાય રે. ટેક.
પ્રભુ ચરણે જેની પ્રીતી, તેના ઉરથી ટળે અનીતી;
તેણે ભવ દુખ લીધાં જીતી રે. જનમ. ૧
જે કોઇ કામ ક્રોધને મારે, સદા આનંદ ઉરમાં ધારે;
રામ કૃષ્ણ જપી મનને ઠારે રે. જનમ. ૨
મોહ મમતા તજો સૌ પ્રાણી, ગોવિંદ ગાજો ઉલટ આણી;
એ છે ભવ તરવાની એંધાણી રે. જનમ. ૩
ધણું હરીજનને ધન્ય કહીએ, જેને હરી વસ્યા છે હૈયે;

સુખ દુખ આવે તે સહીએરે. જનમ. ૪
નામનો મહીમા છે ઘણો સારો, સંતની શેવા ઉરમાં ધારો;
એ વીના નથી બીજો આરોરે. જનમ. ૫
મારૂં તારૂં સરવે છોડો, હરી ઇચ્છામાં મનને જોડો;
તમે મોહપાશ સર્વે તોડોરે. જનમ. ૬
કોઇના દોશ મનમાં નવ લાવો, બ્રમણા ભાગી પ્રભુ ગુણ ગાઓ;
તમે ત્રિવિધીના તાપ સમાવો. જનમ. ૭
નિત્યે આળસ ઉરથી તજો, સાજ સંત સમાગમ સજો;
દાસ રમારમણ પ્રભુ ભજોરે. જનમ. ૮

પદ ૪ થું. રાગ ઉપરનો.

કૃશ્નજી મારાં વીધન સઘળાં હરજો, એવી મેહેર રૂદેમાં ધરજોરે. ટેક
દીન જાણી દયા કરજો, મિથ્યા મોહ મમતા સૌ મરજો;
મારા ઉરમાં પ્રેમરસ ભરજોરે. કૃશ્નજી. ૧
જેથી કુડ કપટ સૌ જાય, મનમાં આણંદ ઘણો થાય;
સંત સંગમાં ચીત સમાયરે. કૃશ્નજી. ૨
દીલમાં દુસ્મન મોટા રહ્યા, એના મરમ મેં નથી લહ્યા;
તેના તાણ્યા તણાયા ગયારે. કૃશ્નજી. ૩
તેમાં મન મોટું સરદાર, દેહમાં જમાદાર અહંકાર;
આશા ત્રશ્ના તેમની નારરે. કૃશ્નજી. ૪
કામ ક્રોધ થયા દીવાન, તેણે વરતાવ્યું અભિમાન;
તેથી ભુલાવ્યું દેહનું ભાનરે. કૃશ્નજી. ૫
આવા દુસ્મન મોટા મારો, મારા અવગુણ ઉર નવ ધારો;
મારો કર ગ્રહી મુજને તારોરે. કૃશ્નજી. ૬
મુજને આશ તમારી મોટી, મારી બુધી ટાળો ખોટી;
છોડાવી દો ભવ કોટીરે. કૃશ્નજી. ૭

હું તો શરણ પડયો છું તારે, નથી કોઇનો આધાર મારે;
દાસ રમારમણની ચડજો વારેરે. કૃષ્ણજી. ૮

---

# પદ.

## પદ ૧ લું. કુમરી.

( બીગરી કોન સુધારે, નાથ બીન બીગરી કોન સુધારે—એ રાગ. )

જય નારાયણ નામ તમારૂં, સહુને લાગે સારૂંરે;
કૃપામુર્ત્તી સ્વરૂપ દયાળુ, મુજને લાગે પ્યારૂંરે. જય. ટેક.
દ્રાવીડ દેશ પ્રગટયા છો પોતે, તામ્રપરણી તીરરે.
કળીજુગના જીવો ઓધારવા, બીરાજો મહા વીરરે. જય. ૧
ષટ શાસ્ત્ર ને પુરાણ સરવે, જાણો ચારે વેદરે;
અધમ જન ઓળખે નહીં તમને, ન લહે તમારો ભેદરે. જય. ૨
કૃપાદ્રષ્ટી લહો જે ઉપર, તેને દરશન દેશોરે;
દાસ રમારમણ શર્ણે પડયો છું, કૃપા કરી શુધ લેશોરે. જય. ૩

## પદ ૨ જું. રાગ ઉપરનો.

મુજને મારા પ્રાણથી વહાલા, સ્વામી દીન દયાળુરે;
તમ વિના જીવ તલસે મારો, દરશન દેજો કૃપાળુરે. મુજને. ટેક.
શ્રી સંપ્રદાની વૃદ્ધિ કરવા, વિચરો સરવે દેશરે;
મુમુક્ષુ પ્રાણી જહાં મળે ત્યાં, બિરાજો સુંદર વેશરે. મુજને. ૧
ગુર્જર ખંડમાં પોતે પધાર્યા, દરશન મુજને દીધાંરે;
ઝાલાવાડમાં મહારાણાનાં કૂળ કૃતારથ કીધાંરે. મુજને. ૨
પૌઢ પ્રતાપ શ્રીમાસાહેબની, ભક્તિ ઉરમાં આણીરે;
દાસ રમારમણ ઉપર કીરપા, કરી પોતાનો જાણીરે. મુજને. ૪

### પદ ૩ જું. રાગ ઉપરનો.

શર્ણું પડયોછું સ્વામી મહારા, કૃપા કરી શુધ લેજોરે;
ઉરથી અળગા ક્ષણ નવ થાશો, સદાય દરશણ દેજોરે. ૧
મહામંત્ર અષ્ટાક્ષર આપો, શર્ણાંગત ચર્મ શ્લોકરે;
જેને જેવો હોય અધીકાર, આવીને ટાળો શોકરે. ૨
વચનામૃત જે ઉરમાં ધારી, પ્રેમે ધરશો ધ્યાનરે;
જન્મ મરણ દુખ તેનાં જાશે, અંતરે ઉપજે ગ્નાનરે. ૩
ગુરૂ ગોવિંદમાં ભેદ ન જાણો, પતીજ કરો સહુ જનરે;
દાસ રમારમણ કહે કર જોડી, થાશે પતિત પાવનરે. ૪

### પદ ૪ થું. રાગ ઉપરનો.

મહારાજા શ્રી માનસીંધજીએ ગુરૂ મહીમા સહુ જાણીરે;
પ્રેમ ધરી પધરાવ્યા પુરમાં, આણંદ ઉરમાં આણીરે. ટેક.
નીજ કુટુંબના સર્વ જનોને, પોતે લીધા સાથેરે;
પંચ સંસ્કાર સહુને કરાવ્યા, વેદમંત્ર ગુરૂ હાથેરે. મહારાજા. ૧
ઉર્ધ પુંડ્ર કરે સહુ દ્વાદશ. નીજ ધર્મ બહુ કરતારે;
જય નારાયણ ગુરૂ કૃપાથી, ધ્યાન પ્રભુનું ધરતારે. મહારાજા. ૨
પ્રજા સર્વના હિતને અરથે, ન્યાય કરોછો સારોરે;
ગુરૂ કૃપાથી દાસ રમારમણ, પોતાનો કરી ધારોરે. મહારાજા. ૩

### પદ ૫ મું. રાગ ઉપરનો.

જય નારાયણ ધ્યાન તમારૂં, સદાય મારા મનમાંરે;
નિશદીન નામ તમારૂં જપવા, આણંદ મારા તનમાંરે. ટેક.
વેદ મુર્તી છો તમો પોતે, સ્વરૂપ સુઘડ રઢીઆળુંરે;
દાસ જનોને પાવન કરવા, હૃદય અતી દયાળુરે. જય. ૧
શંખ ચક્રનાં ચીન્હજ આપી, કરો પંચ સંસ્કારરે;

પતીતોને મોક્ષનો રસ્તો, આપી કરો ઉપકારરે. જય. ૨
દાસ રમારમણ શર્ણું તમારે, કયા રાખજો મનમાંરે;
ક્ષણ અળગો નવ કરશો ચરણથી, સદા બીરાજો મારા તનમાંરે. ૩

---

## ગરબીઓ.

### ગરબી. ૧

શરણે રાખોરે શ્રી હરી, નથી મારે બીજો કંઈ આધાર;
નામ તમારૂંરે મુજને, વહાલું લાગે વિશ્વાધાર. શરણે. ૧
સમરણ કરવારે કૃષ્નજી, મન મારૂં રાત દીવસ લોભાય;
કામ ને ક્રોધેરે મુજને, નાખ્યો અવળા ફાંસા માંય. શરણે. ૨
સુત દારાનારે મોહથી, અભિમાન અળગું તો નવ થાય;
તૃષ્ના ન તુટેરે માહરી, તેથી તારા ગુણલા નવ ગવાય. શરણે. ૩
બાનું મેં ધાર્યુંરે તમ તણું, તેથી મને જગત કહે હરિભક્ત;
એવા સમરણરે મુજથી, નથી થતું માયાની આસક્ત. શરણે. ૪
દીન દયાળારે છો તમો, પતીત પાવન તમારૂં નામ;
દીન જાણી મને દયા કરો, મારે અવર નથી કંઈ કામ. શરણે. ૫
અંત સમામાંરે આવજો, રેહેજો મારા હૃદય કમળમાં વાસ;
બાનું તમારૂંરે જોઇને, હુંને કૃપાનિધિ કરજો દાસ. શરણે. ૬
જેવો તેવોરે હું તમ તણો, જાણી મનમાં ન ધરશો માન;
દાસ રમારમણનીરે વીનતી, શ્રીનારાયણ સુણો કાન. શરણે. ૭

### ગરબી.

( ચાલો ડાકોરમાં જઇ વસીએ.—એ રાગ. )

મન મોહ મમતને મારો, તમે દ્વારકાં પતીને સંભારોરે. ટેક.
મોહે રાવણ રણમાં રોળાયો, ઇંદ્રજીત ખોળ્યો ના ખોળાયો;
વીશ અમરીતમાં ઢોળાયોરે. મન મોહ. ૧
મમતે હીરણાકશ્યપ ઢળીઓ, બ્રહ્મવર હતો મહા બળીઓ;
કાપ્યો નરહરી કાળને મળીયોરે. મન મોહ. ૨
અભિમાની કંસરાય કહાવે, કાળયવન પ્રભુ પુંઠે ધાવે;
તે સહુ ગયા સ્વપ્ને નાવેરે. મન મોહ. ૩
માસી પુતના બાળ હત્યારી, ફરી ન ગઇ મથુરાં એ નારી;
પ્રભુ હણવાને મન વિચારીરે. મન મોહ. ૪
ધનુર જાગ જોવાને નામે, હણવા કૃશ્ન તેડાવી નીજ ગામે;
ધારી મનની વાતો નાવી કામેરે. મન મોહ. ૫
ધાર્યું મનનું કર્યું નવ થાય, મોહ માયામાં તું સીદ ધાય;
તારૂં આયુશ એળે જાયરે. મન મોહ. ૬
સંતસંગમાં મનને મારો, પ્રભુચરણમાં ચીતને ઠારો;
નથી ઉગરવાનો બીજો આરોરે. મન. ૭
દાસ રગારમણને ભક્તિ આપો, મારાં જન્મમરણ દુઃખ કાપો;
મુને દાસનો દાસ કરી થાપોરે. મન. ૮

## ગરબી રાગ ઉપરનો.

મન મિથ્યા કરે મારૂં મારૂં, અંતે કાંઇ નથી એમાં તારૂંરે. ટેક.
માત પિતા બંધવ લાગે પ્યારાં, સ્ત્રી પુત્ર લાગે તને સારાં;
તેને મોહી રહ્યો કરી મારાંરે. મન મિથ્યા. ૧
ધન ધામમાં મન લલચાય, તેથી સુખ સ્વપ્ને નવ થાય;
દેહ મનુશ અવરથા જાયરે. મન મિથ્યા. ૨
અભિમાન અંધારૂંરે જાણો, મોહ માયા મનમાં ન આણો;

આવી મુઠી ચો બંધાણોરે. મન મિથ્યા. ૩
કામ ક્રોધ મોહ મદ મારો, કરો સંત સમાગમ સારો;
એ છે ભવ તરવાનો આરોરે. મન મિથ્યા. ૪
પ્રભુ ભજનથી ભવ દુખ ભાગે, જેને પ્રેમ અંતરમાં જાગે;
તેનું હરી ચરણે ચિત લાગેરે. મન મિથ્યા. ૫
માટે પ્રેમ ભજન મન રાખો, રામનામ અમૃત રસ ચાખો;
હું ને મારૂં અળગું નાખોરે. મન મિથ્યા. ૬
ધ્રુવ પ્રલ્હાદ અમરીશ રાજે, ભવ તરીઆ નામની પાજે;
તેની સહાય કરી મહારાજેરે. મન મિથ્યા. ૭
એવી શુભ મતિ આપો મુજને, પ્રભુ વિનતી કરૂં જોડી ભુજને;
દાસ રમારમણ કહે તુજનેરે. મન મિથ્યા. ૮

## ગરબી.

મન માને ત્યાં જાઓછો, પ્રભુ તમારૂં મન માને ત્યાં જાઓછો;
સદા સંતના રૂદેમાં સમાઓછોરે, તમારૂં મન માને ત્યાં જાઓછો. ટેક.
મોહ મમતાથી દુર વસોછો, પ્રેમની પુંઠળ ધાઓછોરે. તમારૂં.
હું ને મારૂં કહી સર્વે ડુબે છે, તેમાં હરીજનનો કર સહાઓછોરે. તમા.
ભવસાગર તરવાને સારૂ, રામ નામ રૂપી નાવ છોરે. તમા.
દાસ રમારમણ સર્ણ પડયોછું, અળબેલા પ્રાણના નિભાવછોરે. તમા.

## ગરબી.

મનમાં મનમાં મનમાંરે, પ્રભુ વસોને મારા મનમાંરે;
શોદ ભમાવો દુરી જનમાંરે, પ્રભુ વસોને મારા મનમાં. પ્રભુ. ટેક.
સુતવીત દારા સગાં સહોદર, સર્વેનો મોહ મારા મનમાંરે. પ્રભુ. ૧
મોહ માયામાં હુંરે લલચાયો, કાંઇ નવ સુઝે લોચનમાંરે. પ્રભુ. ૨
આ અવસર મારો એળે જાયછે, તમે તારો તો તરૂં એક છીનમાંરે. પ્રભુ. ૩

દાસ રમારમણ ભક્તિ માગું છું, નથી જાવું બ્રહ્મ સદનમાંરે. પ્રભુ. ૪

---

## શ્રી રણછોડજીનો ગરબો.

( અલબેલીરે અંબે માત જોવાને જઇએ.—એ રાગ )

અલબેલા શ્રી રણછોડ રાય, જોવાને જઇએ;
દીન દયાળ ડાકોર નાથ, જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ સુખીઆં થઇએ, ડાકોરમાં જઇ રહીએરે;
પ્રાતસમે પ્રભુ દરસણ કરીએ, ગોમતી જળમાં નાહીએ. જોવા. ૧
બદ્રીનારણ પ્રભુ ઉત્તર બીરાજે, પુરવે શ્રી જુગદીશરે;
દક્ષીણમાં રંગનાથ બીરાજે, પશ્ચિમે દ્વારકાંધીશ. જોવા. ૨
બોડાણાજીએ ભક્તિ કીધી, કરમાં તુલસી વાવીરે;
છઠે માસે જઇ ડેક ચઢાવે, પોતે દ્વારકાં આવી. જોવા. ૩
બોહોતેર વરસ એવી શેવા કીધી, રીઝયા શ્રી રણછોડરે;
કૃપા કરી ડાકોર પધાર્યા, પોહોચ્યા મનના કોડ. જોવા. ૪
નવ સીખરમાં નાથ બીરાજે, શોભાનો નહીં પારરે;
નખ સીખ સુધી નીરખો હરીને, ગળે મોતીના હાર. જોવા. ૫
જરકશીનો વાઘો પેહેર્યો, મોર મુગટ ધર્યો શીશરે;
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યા છે, ચૌદ લોકના ધીશ. જોવા. ૬
દેશ દેશથી શંઘ આવે છે, પુનમ ઉપર સારારે;
પ્રેમી જનના પુરો મનોરથ, મોહી રહ્યાં મન મારાં. જોવા. ૭
શુક્રવારે સવારી કરીને, શ્રી મંદીર પધારોરે;
દરવાજે ચોઘડીઆં વાગે, સામો ડંકનાથનો આરો. જોવા. ૮
એરે પ્રભુ તમે વસો મુજ ઉરમાં, ક્ષણું અળગા નવ થાશોરે;
દાસ રમારમણ કહે કર જોડી, અંતે કર માલો સાંશો. જોવા. ૯

## ( એકાદશીના મહીમા વીશે. )

(રાગ ઉપરનો.)

આવો આવો હરીજન આજ, એકાદશી જાગ્રણમાં;
તજો ઉંઘ આળસ ઘરકાજ, એકાદશી જાગ્રણમાં. ટેક.
ઉંઘ આળસ તજી ભજનમાં આવો, મનમાં લાવી પ્રેમરે;
ઉલટથી હરી ધુન મચાવો, પ્રેમનો ના મળે નેમ. એકાદશી. ૧
એકાદશી મહા હરી દીવશ છે, જુઠ પ્રપંચ તજો પ્રાણીરે;
દીવસે વ્રત કરી હરી પુજન કરો, નિશે ભજો સારંગ પ્રાણી. એકા. ૨
મોહ માયા તજી હરી ભજન કરવું, મન રાખો હરી ચરણેરે;
અવસરે આવી સહાય કરશે, હરી જનને હરી શરણે. એકા. ૩
એકાદશી વ્રત કરે પ્રેમથી, શ્રદ્ધ ધરી જે જનરે;
દાસ રમારમણ કહે કર જોડી, તે કહાવે હરીના જંન. એકા. ૪

## શ્રી ચંડાળરાય નરસિંહજીની પ્રતિષ્ઠા થઇ તે સમયનો ગરબો.

રાગ ઉપરનો.

ચાલો ચાલોને શ્રી ચંડાળરાય, નરહરી જોવાને;
કરો દરસન આણી નેહ, ભવદુઃખ ખોવાને. ટેક.
નવા મંદીરમાં નરહરી બેઠા, ભક્ત તણા પ્રતિપાળરે;
હરીજનોનાં હિત કરવાને, છો તમે દીન દયાળ. નરહરી. ૧
સંવત ઓગણી એકાવનના ઉત્તમ જેષ્ટ માસરે;
શુકલ પક્ષ પંચમી બુધવારે, દાસની પૂરી આશ. નરહરી. ૨
પરથમ પહોરે પુષ્ય નક્ષત્રે, અમૃત ચોઘડી માંયરે;
ચઢતે પહોરે મિથુન લગ્નમાં, પોતે બિરાજ્યા ત્યાંય. નરહરી. ૩
વામ અંગે લક્ષ્મી બિરાજે, દક્ષિણ જન પ્રલ્હાદરે;
ખોળા માંહે હિરણ્યકસ્યપ છે, કરતો મોટો નાદ. નરહરી. ૪

દક્ષિણ નીજ મંદીરમાં દેવી, કરવા જનનાં કામરે;
ગરૂડ ઉપર પોતે બિરાજે, નરસિંહ ધરીયું નામ. નરહરી. ૫
પદ્મનાભ પ્રભુ ત્યાંહ બીરાજે, આનંદ ઓચ્છવ થાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે છે, માનુની મંગળ ગાય. નરહરી. ૬
વેદ વિધીએ પોતે બિરાજ્યા, આર્યજનોના હિતકારીરે;
દરસન કરતાં દયા કરીને, આપો છો મતિ સારી. નરહરી. ૭
દાસ જનોને ભક્તિ આપો, જે કોઈ શરણે આવેરે;
મનના મનોરથ તેના પૂરો, ગર્ભવાસ ફરી નાવે. નરહરી. ૮
કર જોડી કહે દાસ રમારમણ, સહુને ભક્તિ આપોરે;
આ અવસર મારી કરણી ના જોશો, દાસનો દાસ કરી થાપો. નરહરી. ૯

## અંતર લાપિકા દોહરા.

બાળાપણું તો રમતમાં, ગયું ન લાગી વાર;
ભાઇ તમોને શું કહું, માથે છે જમ માર. ૧
ઘન જેવા ગંભીર થઇ, કરો સુકૃતનું કામ;
શામ ક્રોધ તનથી તજી, ભક્તિ કરો નિષ્કામ. ૨
દાસ પદવી ગ્રહીને, હરી ચરણ ધરી ચીત;
ક્ષત્રી ટેક મનમાં ધરી, પ્રભુથી કરીલ્યો પ્રીત. ૩
આધ અક્ષરો વાંચીને, નામ ગ્રહો મુજ આશ;
ક્ષત્રી બાળા બાઇને, પીતા ઘનશામદાસ. ૪

## પેઢી ઉતાર નામાવળી.

ચંદ્ર કુળે ઉત્પન હુઆ, હરીદાસ શુભ નામ;
સુતજ રણછોડદાસ છે, પછીથી નાગર નામ. ૧
તે પછી યમુના દાસ છે, વીશ્નુ દાસના તાત;
પછી તો સુત ઘનશામ છે, શુભ ક્ષત્રીની જાત. ૨

સાર પછી સુત બે થયા, રમારમણ શુભ નામ;
ઉર્ફે બાળાભાઇના, ભ્રાત છે લક્ષ્મીરામ. ૩
પછિ સુત રણછોડદાસ છે, ઉર્ફે ત્રિવિક્રમ નામ;
મુજ મતિ કેરા આશ્રરે, વર્ણવ્યું કુળનું નામ. ૪

## શ્રી રામાનુજાચાર્ય ગુરૂ સ્તુતિ.

### ગીતિ.

જય રામાનુજ સ્વામી, શ્રી રંગધામી સાત્વિક ગુણગ્રામી;
સલકામી વિણખામી, અંતરજામી નમામી શુભ નામી. ૧
પામી પદ સુખધામી, દુઃખ વિશ્રામી સુભક્તિ ઉર જામી;
વામી કુમતિ કામી, વૃત્તિ વિરામી બને છે નિષ્કામી. ૨
રામાનુજ સુખરાશી, સ્વયંપ્રકાશી શ્રી વૈકુંઠવાસી;
ત્રિવિક્રમ તમ ચરણે, દાસ તણા દાસપાદ તણો વાસી. ૩

## શ્રીનીવાસાચાર્ય ગુરૂસ્તુતિ.

### લલિત છંદ.

સુત શ્રીરંગના, આ લિલા વિશે; પ્રિય શ્રીરંગના, શીષ્ય જે દિસે. ૧
પુર શ્રીરંગના, વાસી ખાસ જે; પ્રણમું નિત્ય એ, શ્રીનીવાસને. ૨
નમું સીતાપતી. શ્રીનીવાસને, નમું યતીપતી, શ્રીનીવાસને. ૩
નમું દયાનિધી, ત્રિવિક્રમને; શર્ણે રાખજો, ત્રિવિક્રમને. ૪

———:o:———

## ત્રિવિક્રમકૃત છપ્પ.

———

શુભ દેશ ગુજરાત, જાન ક્ષત્રીની ખાણરી

અમદાવાદ મુકામ, ઘણી શોભા છે સારી;
આસ્તોડીઆની માંહ, સડકની ઉપરે રહેવું;
કરૂંછું હું વેહેપાર, સીતાપતીને સેવું.
અડકે ભકત કહેવાઉંછું, વાશી અક્ષર ધામનો,
રણછોડદાસ નીજ નામ છે, સુતજ લક્ષ્મીરામનો. ૧.
નીજ કુળની માંહ, નાગર ભકત કહેવાયા,
કરી સાચી સેવ, તેથી ઉંચ પદવી પાયા;
પોતે નાતની માંહ, આગેવાની કીધી;
આપી ભકિતનું જ્ઞાન, મોક્ષ પદવી તો દીધી;
એવાં પ્રાક્રમ બહુ કર્યાં, પોતે દેહ ધારીને;
છઠી પેઢીએ ઉત્પન હવો, રણછોડ મન સંભારીને. ૨.
ઓગણીસેની પર, શુભ એકત્રી સાર;
માગશર કૃશ્ન પક્ષ, તિથી દશમી નીરધાર;
મંદવારની માંહ, જન્મ થયો સુભ સારો;
નરતન પામ્યો દેહ, ભવ તરવાનો આરો;
દશમી પર એકાદશી, વીશાખા નીરધાર છે;
પ્રસન કુખે અવતર્યો, ત્રિવિક્રમ નામ સાર છે. ૩
સંવત ઓગણીસે ઉપર, એકાવન સારા;
કાવ્ય કરવા મન, ઉલટ થઇ છે મારા;
હું જાણું નહીં ભેદ, વાત કહુંછું સાચી;
સહુ કવીઓ દાસ, ગુણ ગાઉંછું રાચી;
પીંગળ મત જાણું નહીં, રસ્વ દીર્ઘની ભૂલમાં;
રણછોડ દાસની વીનતી, ધારી લેજો તમે ઊરમાં. ૪

## વિશ્વાસ કરવા વિશે.

રાખ દ્રઢ વિશ્વાસ, મંનની મોટમ મુકી;
રાખ દ્રઢ વિશ્વાસ, ગર્ભમાં આવ ન ચુકી;
રાખ દ્રઢ વિશ્વાસ, કાળ ગ્રહથી તે છોડે;
રાખ દ્રઢ વિશ્વાસ, આવ્યો કાં અમથો હોડે;
વળી દ્રઢ વિશ્વાસ રાખજે, કરજે તું શુભ કામને;
ત્રિવિક્રમ ગુરૂ વિશ્વાસથી, પામીશ અક્ષર ધામને. ૫

કર મંન વિશ્વાસ, મનમાં રંગજ જામે;
કર મંન વિશ્વાસ, મરણ થાશે સત ઠામે;
કર મન વિશ્વાસ, ગુરૂ તુજને સમજાવે;
કર મંન વિશ્વાસ, કલ્પના કામ ન આવે;
વળી કર મન વિશ્વાસને, કાર્ય સહુ પુરૂં થશે;
ત્રિવિક્રમ શું લાવીઓ, અંતે લઇને શું જશે. ૬

પ્રભુનો કરે વિશ્વાસ, તો રણમાં નવ હારે;
પ્રભુનો કરે વિશ્વાસ, તે જમ જોખમ ટાળે;
પ્રભુનો કરે વિશ્વાસ, તેહને કાળ ન ખાવે;
પ્રભુનો કરે વિશ્વાસ, રિદ્ધી સિદ્ધી સૌ પાવે;
વળી વિશ્વાસ કર પ્રભુ તણો, ત્રીલોકમાં તત્વ સાર છે;
ત્રિવિક્રમ કહે સદગુરૂ વિના, જમનો માથે માર છે. ૭

## રામ રીઝ્યા વિષે.

રીઝે જ્યારે રામ, સગા વણી કરે સગાઇ;
રીઝે જ્યારે રામ, બેની કહે ભાઇ ભાઇ;
રીઝે જ્યારે રામ, સુખ તનુજ મા બાપે;
રીઝે જ્યારે રામ, અકલ સુજે પછી આપે;
રીઝે જ્યારે શ્રી રામજી, ઉપાય સુઝે અદકા કશા;

ત્રીવિક્રમ રીઝે રામજી, તેને ઉધ્યમ નહીં કશા. ૮

રીઝે જ્યારે રામ, વચન જુઠું નવ આવે;
રીઝે જ્યારે રામ, માયા ચીતમાં ન ભાવે.
રીઝે જ્યારે રામ, ઘેર ગંગાને કાશી;
રીઝે જ્યારે રામ, સિદ્ધીઓ સૌ થાયે દાસી;
વળી રીઝે જ્યારે શ્રીરામજી, સૌ તેને પાયે પડે;
ત્રિવિક્રમ સિધો રામજી, અહ તેને કો નવ નડે. ૯

## મુરખને સમજ વિષે છપ્પો.

સમજ સમજ નાદાન, પ્રેમે હરી ગુણ ભજને;
અવર ગ્નાન નવ જાણ, મનથી કપટ તું તજને;
રટીએ શ્રી રઘુનાથ, ગ્નાન આધારે રહીએ;
સંત તણો સંગાથ, હરીની ચરચા કહીએ;
પ્રભુ વિણકર કો અહે, મનમાં મુરખ જાણને;
ત્રિવિક્રમ થઇ સુભાગીઓ, તપાસી વેદ પુરાણને. ૧૦

સંતની કરે ટેહેલ, કાળનું જોખમ નાવે;
મનમાં આણી હેત, ધીર દઇને સમજાવે;
કરે પોતાસમ આપ, તાપ પલમાં સહુ ટાળે;
અનંત પાપનાં કર્મ, અગ્ની ગ્નાન પ્રજાળે;
ભમરી સંગ કીટને જુઓ, ભમરી પોતે થાય છે;
ત્રિવિક્રમ મહીમા સંતનો, અપરંપાર જણાય છે. ૧૧

પ્રેમ ધરી ગુણવંત, ભજે તો કારજ સીધે,
સફળ થસે સહુ કરમ, શુભ સુદાનજ દીધે;
હેત ધરી કર પ્રીત, ચીતની વાસના મુકી;
હરી રંગમાં રાચ, મનની મોટમ ચુકી;

પ્રેમ આણી જપ ચીતથી, જ્ઞાન ખડગ કર ધારીને;
ત્રિવિક્રમ કહે શુભ થસે, ભજી લે તું ગીરધારીને. ૧૨

### વચન પાળવા વિષે.

વચન એકને કાજ, પાંડવ વનમાં આવ્યા;
વચન એકને કાજ, પાંચાળી મહા દુઃખ પામ્યા;
વચન એકને કાજ, હરીશ્ચંદ્રે તજ્યું રાજ;
વચન એકને કાજ, સ્ત્રી સોંપી દીજ હાથ;
પણ વચન એકને વાસતે, રામચંદ્ર વનમાં ગયા;
ત્રિવિક્રમ વચન કારણે, સૌ કૈચક ભેગા બળ્યા. ૧૩
વચન એકને કાજ, રાવણે લંકા ખોઇ;
વચન એકને કાજ, સીત કુદ્રષ્ટી જોઈ;
વચન એકને કાજ, બળી પાતાળે ગયો;
વચન એકને કાજ, કૃષ્ણ તો સારથી થયો;
વળી વચન એકને કારણે, વૃંદા તો તુલશી થઈ;
ત્રિવિક્રમ એક વચનથી, સીતા તો સાથે ગઇ. ૧૪
વચન પાળે જન જેહ, તેને તો મોહોટો કહીયે;
વચન પાળે જન જેહ, તેહના તો ગુણ ગાઇયે;
વચન પાળે જન જેહ, ધર્મ શુભ ધાર્યો તેણે;
વચન પાળે જન જેહ, જગત જશ લીધો જેણે;
પાળે વચન જે પ્રીતથી, સૌ સુકૃત તેણે કર્યું;
ત્રિવિક્રમ વચન એક તો, ગયા પછીથી શું રહ્યું. ૧૫
વચન પાળવા કાજ કૃષ્ણએ નાથ્યો કાળી;
વચન પાળવા કાજ, હનુમંતે લંકા બાળી;
વચન પાળવા કાજ, અરજુનના સારથી થયા;

વચન પાળવા કાજ, પોતે તો જોગી થયા;
વળી વચન પાળવા કારણે, પથ્થર પાણીમાં તારીયા;
ત્રિવિક્રમ વચન પાળવા, રાવણ સહ સુત મારીયા. ૧૬

## સતસંગના મહિમા વિષે.

કર્યો જેણે સતસંગ, થાય કંચન એક ક્ષણમાં;
કર્યો જેણે સતસંગ, સંત જનની થાય ગણના;
કર્યો જેણે સતસંગ, સિદ્ધીઓ થઇ છે દાસી;
કર્યો જેણે સતસંગ, કાળ તે નાસે ત્રાસી;
વળી સતસંગ જેણે કર્યો, સાગર બ્રહ્મમાં તે ભળ્યો;
ત્રિવિક્રમ નામ રાશીથી, નિશ્ચય તે તો ત્યાંથી ટળ્યો. ૧૭
કર્યો જેણે સતસંગ, જગતમાં નામે જણાયો;
કર્યો જેણે સતસંગ, પ્રેમથી પોતે કમાયો;
કર્યો જેણે સતસંગ, દાસની પદવી લીધી;
કર્યો જેણે સતસંગ, પદ અક્ષય તેને દીધી;
વળી સતસંગ નક્કી કર્યો, ઇકોતેર કુળ તારીઆં;
ત્રિવિક્રમ કહે ધન્ય તેહને, લખપત લાખો ભાળીઆં. ૧૮
કર્યો જેણે સતસંગ, વેદના દિલની નાસી;
કર્યો જેણે સતસંગ, ગયો તે ગંગા કાસી;
કર્યો જેણે સતસંગ, યોગની જુક્તિ જાણી;
કર્યો જેણે સતસંગ, જગતમાં વાત વખાણી;
વળી સતસંગ નક્કી કર્યો, ટળી વાસના ઊરની;
ત્રિવિક્રમ કહે તે રખડીઆ, ગુરૂગમ જેને નવ પડી. ૧૯
કર્યો જેણે સતસંગ, નહીં તેને નાનું મોટું;
કર્યો જેણે સતસંગ, ટાળ્યું જે ખરૂં ને ખોટું;

કર્યો જેણે સતસંગ, આપદા ઉરની ભાગી;
કર્યો જેણે સતસંગ, પ્રભુની લગની લાગી;
વળી સતસંગ નક્કી કર્યો, અકળ નામથી રૂપ છે;
ત્રિવિક્રમ કહે ધન્ય તેહને, નવ સમજ્યાને કૂપ છે. ૨૦
ધન્ય વિશ્વમાં સંત, રામને નામે રાજી;
ધન્ય વિશ્વમાં સંત, માણે પ્રભુની બાજી;
ધન્ય વિશ્વમાં સંત, નામ જે સાચ ધરાવે;
ધન્ય વિશ્વમાં સંત, અક્ષયપદ પોતે અપાવે;
વળી ધન્ય વિશ્વમાં સંતને, અગણીત પાપ જ્યાં ઓધરે;
ત્રિવિક્રમ કહે ધન્ય સંતને, આવે નહિ ગર્ભ ઓધરે. ૨૧
ધન્ય વિશ્વમાં સંત, દુષ્ટ જન દેખત ત્રાસે;
ધન્ય વિશ્વમાં સંત, કાળનાં ટોળાં નાસે;
ધન્ય વિશ્વમાં સંત, હૈયામાં પ્રભુને રાખ્યા;
ધન્ય વિશ્વમાં સંત, સંગે ફળ અમૃત ચાખ્યાં;
વળી ધન્ય વિશ્વમાં સંતને, અધરમી જીવ ઓધારવા:
ત્રિવિક્રમ કહે પ્રભુ હુકમથી, આવ્યા પાપીને મારવા. ૨૨
ધન્ય વિશ્વમાં સંત, દાસ દેખી ઉવારે;
ધન્ય વિશ્વમાં સંત, આપદા ઉરની ટાળે;
ધન્ય વિશ્વમાં સંત, પરોપકારી રીત રાખે;
ધન્ય વિશ્વમાં સંત, પ્રભુરસ સંગી ચાખે;
વળી ધન્ય વિશ્વમાં સંતને, ધન્ય સંતના સંગને;
ત્રિવિક્રમ કહે સતસંગથી, પાપ ન પ્રેરે અંગને. ૨૩
ધન્ય વિશ્વમાં સંત, દાસ થઇ ચરણ ઓળાસે;
ધન્ય વિશ્વમાં સંત, સફળ થસે તેની આશે;
ધન્ય વિશ્વમાં સંત, ધન્ય જે ભુવન માંહે;

ધન્ય વિશ્વમાં સંત, ધન્ય જે ધરણી ચાલે;
વળી ધન્ય જગતમાં સંતની, સેવા સફળ થાયછે;
ત્રિવિક્રમ કહે ધન્ય તેહને, સંતસંગે ગુણ ગાયછે. ૨૪
એક માહરી અરજ, તમે તો ચીતમાં ધારો;
એક માહરી અરજ, કુડ કપટ પરહારો;
એક માહરી અરજ, સંતની શેવા કરજો;
એક માહરી અરજ, ધ્યાન પ્રભુનું ધરજો;
વળી માહરી એક અરજ છે, તમે લેજો સૌ મનમાં;
દલપત કહે પાયે પડી, ગુરૂ વચન ધરો તનમાં. ૨૫
મારી અરજી એક, સંતને દેખી નમીએ;
મારી અરજી એક, ગુરૂના વચને રમીએ;
મારી અરજી એક, વીચારી સાધન કરીએ;
મારી અરજી એક, અવળે રસ્તે નવ જઇએ;
પણ મારી અરજી એકછે, સઘળે સરખો રામછે;
ત્રિવીક્રમ કહે ગુરૂ સાધનથી; હરી જનને હરી હામછે. ૨૬
એક માહરી અરજ, મનને વશજ કરીએ;
એક માહરી અરજ, કુસંગના સંગે ડરીએ;
એક માહરી અરજ, નુગરા કદી નવ રહીએ;
એક માહરી અરજ, સંત ગુરૂ શરણે જઇએ;
વળી માહરી એક અરજ છે, જેને ઘટ મઠ રામ છે;
દલપત કહે બાનાં બહુ, તે ઠગવાના ઠામછે. ૨૭
મારી અરજી એક, સંગ ભક્તોનો કરીએ;
મારી અરજી એક, દુષ્ટના સંગથી ડરીએ;
મારી અરજી એક, સુખ દુખ મન નવ ધરીએ;

મારી અરજી એક; ઢોંગ જુઠો નવ કરીએ;
પણ મારી અરજી એક છે, સદા રહો નીરાશરે;
ત્રિવિક્રમ ચાતક ચંદની, એમ થઇ એ હરી દાસરે. ૨૮
દીલથી કહાડી કપટ, હાથથી કરલે હીત;
લવવું પોતે મુકી, ઉરમાં ધારી પ્રીત;
પરમારથ કર કામ, સાધન કરલે પ્રભુથી;
તપાસી જોને મન, લાગ નહીં મળે પછીથી;
આદ્ય અક્ષરો વાંચીને નામ સોધો મુજ હેત છે; ૨૯
હાઉસા કેરો સુત એ, નામે તો દલપત છે.
ડાહી સાસરે જાય, ઘે'લી કહે ઘરમાં રહીએ;
સાસર પક્ષના સહુ, બોલે તો બોલજ સહીયે;
કરીએ ઘરનું કામ, એવી સીખ દેછે ઘે'લી;
કહ્યું ધરે નહી કાન, અવળી ચાલે પે'લી;
પોતે રહે નહીં પાધરી, શિખામણ સાચી કહે;
દલપત કહે પ્રીછે નહીં, ત્રીવીક્રમ મનસમજી રહે. ૩૦
સર્વે સંશય રૂપ, ભુવન અવનીનું ભાસે;
સાહસ કેરૂં નગ્ર, દોષનો કોષ નિવાસે;
કોડ કપટનું ક્ષેત્ર, ધામ અપતીજનું પેખો;
સુજન થકી ન તજાય, માયાનો દંડ દેખો;
વિષ ભાર્યારૂપી વિશ્વમાં, ધર્મ લોપવા કારણે;
ત્રિવિક્રમ સુધામય કો હશે, વિચારી જોઓ ધારણે. ૩૧
જેહ મુનીનું હૃદય, નિત્ય સુણતું શુભ વાણી;
સમીપ ન રહેવું સત્ય, નારી નાગણરૂપ જાણી;
કુરંગા રૂપી શર, બાણ તેનું ભભકતું;

શોતી બખતર ઓટ, ભેદી મન હારદ હરવું;
ઉત્તમ મલેય પણ ભેદશે, સમજી સમીપે ના જવું;
ત્રિવિક્રમ નારી નાગણી, જરૂર દૂર તેથી ભવું. ૩૨
ગ્રહે ખગચર ગગન, આવે વિઘન દુઃખ વેડે;
જળચર અંબુધિમાં, વસે છે સ્થળને હેઠે;
દુખ થાય રૂઠે દૈવ, પકડી લે જાળી પાસે;
તરફડી મરે તેહ, છુટે કયમ નાસાનાશે;
છે કાળ તણો કર તો વડો, ચાહે જો કષ્ટ આપવા;
ત્રિવિકરમ પળમાં ભજી લે, પ્રભુ ન વિસારીશ જાપવા. ૩૩
કશું અંતર આશ્ચર્ય, ન કરવું કોઈ પ્રકારે;
તપ બળ વડે ન ક્યાંય, કશું દુર્લભ સંસારે;
તપ બળ તણે પ્રતાપ, સૃષ્ટી સજે વિધાતા;
તપ બળ કેરે પ્રતાપ, વિષ્ણુ વિશ્વ પરિત્રાતા;
શિવ સંહાર કરે સ્હેજમાં, શેશ વહે ભૂ ભારને;
ત્રિવિકરમ, તપથી સૌ બને, તપાધાર સંસાર તે. ૩૪
પડયો બહુ અવતાર, પાપે પેટ ભરે છે;
પડયો બહુ અવતાર, વિશ્વાસ ઘાત કરે છે;
પડયો બહુ અવતાર, વહાલા નહીં રઘુરાઇ;
પડયો બહુ અવતાર, પડયો છે વિષમાં ધાઇ;
વળી બહુ પડયો અવતાર જે, કહું તે સાચું માનને;
ત્રિવિકરમ પ્રભુ [illegible] વણસાડીશ નહીં ધામને. ૩૫
પડયો બહુ અવતાર, માયામાં મન મોહ્યું;
પડયો બહુ અવતાર, રળેલું આપે ખોયું;
પડયો બહુ અવતાર, પ્રભુનું ભજન તે ન કીધું;
પડયો બહુ અવતાર, સંતને દાન ન દીધું;

વળી જમ જોરે લઇને જશે, બહુ મનુષ્યમાં આવીઓ;
ત્રિવિકરમ કહે કર્મે કરી, માયાએ તને ફસાવીઓ. ૩૫

## અંતર લાપીકા છપ્પો.

**ક્ષત્રી** રીતની માંહ, **લક્ષ** દઇને પોતે,
**રણ** ચુકાવા માટ, **મીર** થયા છો તોતે;
**છોડને** તું અભિમાન, **મણા** ન રાખીશ કાંઇ;
**દાસ** તું તો થઇ, **દાસ**ની કરજે વડાઇ;
બધે અક્ષર વાંચીને, નામ ગ્રહો મુજ આશ છે;
ક્ષત્રી લક્ષ્મીરામનો, સુત તે રણછોડ દાસ છે.

## અંતરલાપિકા છપ્પો.

નાત જાતમાં શ્રેષ્ઠ, તેને તો ડાહ્યો કહીએ;
ગર્વ કરે નહીં જેહ, તેહના તો ગુણ લઇએ;
રજે દ્રવ્ય અપાર, પરમારથ જે ખરચે;
ભજે જે ત્રિવિક્રમ, તેના તો કારજ સરસે;
ગતી થશે પ્રભુ ધામમાં, નિશ્ચય માનજો તમે;
તજે પંચ વિષયની વાસના, યમરાય તેને નવ દમે.

---

## કુંડળીઆ.

વિદ્યા ભણકે પારસી, હુવા બહોત વાચાલ;
માથે કાલ જુમી રહા, એસી માયાકી જાલ;
એસી માયાકી જાલ, મહીમા મોહકા ભારી;
કથા ધરે નહીં કાન, રહાજમ માથે મારી;
કહે ત્રિવિક્રમ દાસ, કરગ્રહ પ્રભુ આરસી;
હુવા બહોત વાચાલ, વીધા ભણકે પારસી.

રામ સીતા જાનકી, મુખસે કહી ન જાય;
દયા કીજીયે દાસપે, રાખો તુમ રઘુરાય;
રાખો તુમ રઘુરાય, કરમ સબ મેરે કાંપે;
આયાહું મેં શરણ, તાકું દુઃખ કયું વાપે;
કહે ત્રિવિક્રમદાસ, કર ભજન પ્રભુ નામકી;
મુખસે કહી ન જાય, રામ સીતા જાનકી. ૨
સાહેબ કે હમ સ્વાનહે, છોડી લોકની લાજ;
રહીયે ધની હજુરમે, પેટ ભરનકો કાજ;
પેટ ભરનકે કાજ, નામ જપું દીન રાતુ;
કરતયા મેં નીભાવ, મુર્ખ સમજે નહીં બાતુ;
કહે ત્રિવિક્રમદાસ, પ્રભુસે રહો તુમ ડરકે;
છોડી લોકકી લાજ, હમ હે સ્વાન સાહેબ કે. ૩
સકર ખરકુ જો મીલે, તર્તં ખાય મરજાત;
ઇસી રીતસેં મુરખકું, પ્રભુ કથા નહીં ભાત;
પ્રભુ કથા નહીં ભાત, માયા મેં રાચ્યા બંદા;
માયા નીશ અંધેર, રીઝકે કીયા ધંધા;
કહે ત્રિવિક્રમદાસ, નહીં સંત શેવા જે ધરકું;
તર્તં ખાય મરજાત, સકર મીલે જો ખરકું. ૪
રામ જાનકી નાથજી, મેરી અરજી એક;
રામ નામ રટણ કરૂં, મેરી ન છુટે ટેક;
મેરી ન છુટે ટેક, પાસ નહીં આવે માયા,
જોગી જતી સંન્યાસ, માયા મેં સબ ભરમાયા;
કહે ત્રિવિક્રમદાસ, માળા જપ તું નામકી;
મેરી અરજી એક, નાથ મારા રામ જાનકી. ૫
રોગી તજે જયું રોગકું, અમર મુળીકું ખાય;

મુરખ નામ જપા કરે, ભવ દુઃખ વાકો જાય;
ભવ દુઃખ વાકો જાય, ફીર કછુ બની ન આવે;
વ્રત તીરથ ઓર જોગ, કળીમેં કીયો ન જાવે;
કહે ત્રિવિકરમદાસ, બેડે ધર લાભઇ લોગી;
અમર મુળીકું ખાય, રોગકું તજે જ્યું રોગી. ૬

પલ પલ તોહી બાંધવા, મીલે ન મુનશા દેહ;
ચોરાસી લખ ફીરતસેં, પાયા ઉત્તમ દેહ;
પાયા ઉત્તમ દેહ, તાકુ ધુલ મત મીલાવો;
બીના રામ રઘુનાથ, નહી આપકી ગાંઠ ગુમાવો;
કહે ત્રિવિક્રમદાસ, ભજન કર મનમાં તુંહી;
મીલે ન મુનશાદેહ, પલ પલ બાંધવાં તોહી. ૭

હોયા મુર્ખ તું મેડકા, સર્પજ તેરા કાળ;
પલમાં તોકુ મારહી, નામ બીન નહીં ન્યાલ;
નામ નહી બીન ન્યાલ, કયા સબકું સમજાવે;
બીના પીછાને બ્રહ્મ, બ્રહ્મકા ઠાઠ દીખાવે;
કહે ત્રિવિક્રમદાસ, મન પસ્તાસી દેડક;
સર્પજ તેરા કાળ, હોયા મુરખ તુ મેડક. ૮

કો કહે મુક્તિ ધ્યાનમાં, જપ તપ અને વ્રત;
કો કહે દાને યજ્ઞમાં, કો કહે તારક તર્ત;
કો કહે તારક તર્ત, ધ્યાન તમે નવ ચુકો;
પંચ વીશય વાસના, તેનો સંગ તમે મુકો;
કહે ત્રિવિકરમદાસ, ગુરૂ મંત્ર લ્યો કાનમાં;
જપ તપ અને વ્રત, કો કહે મુક્તિ ધ્યાનમાં. ૯

કો કહે પુજે પ્રતીમા, કો કહે નહાઓ નીર;

કો કહે શોધો સંતમાં, કો કહે શુદ્ધ શરીર;
કો કહે શુદ્ધ શરીર, તમે શોધીને દરસો;
જોઇ સત ગુરૂ શરણું, વચન સુણીને પરસો;
કહે ત્રિવિક્રમદાસ, મત ગહુ એમ તહે છે;
કો કહે નહાઓ નીર, પ્રતીમા પુજ્યાકો કહે છે. ૧૦

જળ જળ કમળ ન નીપજે, વન વન અગર ન હોય;
ઘર ઘર સતી નવ નીવડે, હરીજન વીરલા હોય.
હરીજન વીરલા હોય, તે વાતો હરીની જાણે;
પામર પ્રભુ રસ શું પીયે, વીશયમાં મોજો માણે.
કહે ત્રિવિકરમદાસ, હરી ભક્ત વીરલા ઉપજે;
વન વન અગર ન હોંય, જળ જળ કમળ ન નીપજે. ૧૧

ધર્મ શાસ્ત્ર ધ્યાને ધરી, સુણજો મહીમા સાર;
મારગ સૌના જુજવા, કહેતાં નાવે પાર.
કહેતાં નાવે પાર, જુજવા મત ચાલે છે;
તેમાં અપરંપાર, મુરખા મોજો માણે છે.
કહે ત્રિવિકરમદાસ, સોધો એક ચીત થીકરી;
સુણજો મહીમા સાર, ધર્મ શાસ્ત્ર ધ્યાને ધરી. ૧૨





# જાહેર ખબર.

સર્વે આર્ય ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે અ-
મારી તરફથી થોડી મુદતમાં "મંગુવિજય" નામનું રસીક
નાટક તૈયાર થઇ બહાર પડશે. તેની કીમત રૂ ૦-૬-૦ રાખી છે.
માટે જે સાહેબોને જોઇએ તેમણે રોકડી કીમતથી મંગાવી લેવી.
બહારગામવાળાઓને વહેલ્યુપેબલથી મોકલવામાં આવશે. નોટપેડ
પત્ર લેવામાં આવશે નહી. પત્ર વ્યવહાર નીચેના સહી કરનારને
સરનામે રાખવો.

વડોદરામાં આ ચોખંડી નરસીંહજીની પોળમાં રા. હીરાલાલ
મંગતરામ પાસેથી મળશે.

લી. સેવક

**ક્ષત્રી. રણછોડદાસ લક્ષ્મીરમણદાસ.**
**દલપતરામ હાઉસ.**
ઠે. અમદાવાદ આસ્તોડીઆની સડક ઉપર